# મહાન દયાનંદ



પંજાબકેસરી લાલા લજપતરાય

# મહાન દયાનંદ

લેખક

## પંજાબકેસરી લાલા લજપતરાય

અનુવાદક - સંપાદક

**ભાવેશ મેરજા**

આવૃત્તિ : બીજી - ૨૦૦૦ પ્રત, ચૈત્ર સં. ૨૦૫૯
૧૦ એપ્રિલ - ૨૦૦૩ (આર્યસમાજ સ્થાપનાદિન)

આર્થિક સૌજન્ય
શ્રી મુકુંદભાઈ જ. પંચાલ (શિકાગો - અમેરિકા)

પ્રકાશક
**આર્યસમાજ**
**નવાડેરા, ભરૂચ - ૩૯૨૦૦૧**

કિંમત : પાંચ રૂપિયા

---

મુદ્રક : આકૃતિ પ્રિન્ટર્સ, અમદાવાદ, ફોન : ૨૯૧૦૪૬૭

# ભૂમિકા

આ નાનકડું પુસ્તક પંજાબકેસરી લાલા લજપતરાય રચિત મહર્ષિ દયાનંદના સન ૧૮૯૮માં પ્રકાશિત ઉર્દૂ જીવનચરિત્રની ભૂમિકાનો ખૂબ જ મહત્ત્વનો અંશ છે. એ જીવનચરિત્રનો હિંદી અનુવાદ 'મહર્ષિ સ્વામી દયાનંદ સરસ્વતી ઔર ઉનકા કામ' સાર્વદેશિક આર્ય પ્રતિનિધિ સભા દ્વારા ૧૯૬૭માં પ્રકાશિત કરવામાં આવ્યો હતો, તથા આર્ય પ્રકાશન મંડળે પણ હાલમાં આ હિંદી અનુવાદનું 'યુગ-પ્રવર્તક સ્વામી દયાનંદ' શીર્ષક હેઠળ પુનઃ પ્રકાશન કર્યું છે. એ હિંદી અનુવાદના આધારે પ્રસ્તુત સામગ્રી તૈયાર કરવામાં આવી છે.

આધુનિક ભારતના મહાન રાષ્ટ્રનિર્માતા લાલાજીએ મહામાનવ દયાનંદના પ્રખર વ્યક્તિત્વથી પ્રભાવિત થઈને અઢાર વર્ષની ઉંમરે જ આર્યસમાજના મિશનમાં ઝંપલાવ્યું હતું. જોધપુરમાં મહર્ષિજીને હળાહળ ઝેર આપવામાં આવ્યું, જેથી ૧૮૮૩માં તેમનું અજમેરમાં અકાળ અવસાન થયું. સમગ્ર દેશ ગમગીન બન્યો, અને આર્યસમાજમાં ઘેરો શોક છવાયો. મહર્ષિજીને શ્રદ્ધાંજલિ પાઠવવા લાહોરમાં માનવસમુદાય એકઠો થયો. લજપતરાય ત્યારે માત્ર અઢાર જ વર્ષના યુવાન હતા. આ પ્રસંગે યુવાન લજપતરાયે પોતાની ભાવનાસભર વક્તૃત્વ શૈલીનો પરિચય આપ્યો અને શ્રોતાઓને મંત્રમુગ્ધ કરી મૂકયા. લાલાજી આજીવન આર્યસમાજ પ્રત્યે સમર્પિત રહ્યા, અને મહર્ષિજીએ ચીંધિલા માર્ગે સ્વદેશ તથા સ્વધર્મની સેવા કરતા રહેવામાં જ પોતાના જીવનનું સાફલ્ય માનતા રહ્યા. પંજાબમાં આર્યસમાજને જે સૌથી વધારે આવકાર મળ્યો તેની પાછળ લાલાજી, સ્વામી શ્રદ્ધાનંદ, પં.લેખરામ, પં.ગુરુદત્ત તથા મહાત્મા હંસરાજ જેવા મહાન આર્યોનો પુરુષાર્થ કારણભૂત હતો; અને દેશની આઝાદીની લડતમાં આર્યોએ જે ઐતિહાસિક ભૂમિકા અદા કરી હતી તેની પાછળ મહર્ષિજીનું રાષ્ટ્રવાદી ચિંતન જ કાર્ય કરી રહ્યું હતું.

મહર્ષિજીનું જીવન બહુઆયામી રહ્યું. પરંતુ લાલાજીની દૃષ્ટિએ મહર્ષિજીએ ચાર કાર્યો એવાં કર્યાં, જે સૌથી વધારે ક્રાંતિકારી અને દૂરગામી પ્રભાવ ઉત્પન્ન કરનારાં રહ્યાં. મહર્ષિજીનાં આ ચાર યુગાંતરકારી મહાન કાર્યોનું વર્ણન આ પુસ્તકમાં ખૂબ જ સુંદર રીતે પ્રસ્તુત કરવામાં આવ્યું છે. આશા છે કે વાચકવર્ગને આ પુસ્તક પસંદ પડશે અને તેના થકી મહાન દયાનંદનાં મહાન કાર્યોનો યથાર્થ પરિચય સાંપડશે.

- ભાવેશ મેરજા

# મહાન દયાનંદ

## ચાર પ્રકારના મનુષ્યો

સંસારમાં રોજ લાખો મનુષ્યો જન્મે છે અને લાખો મરે છે. સેંકડો આત્માઓ નવીન રૂપરંગ ને સુંદરતા સાથે સૃષ્ટિમાં પધારે છે. એમાંના કેટલાક એવા હોય છે કે જેમના જન્મપ્રસંગે ભારે ખુશાલી મનાવવામાં આવે છે. સમાચારપત્રોમાં તેમની પ્રશંસાનાં ગીત ગાવામાં આવે છે. તેમનાં માતાપિતા ને સગાસંબંધીઓને અભિનંદન પાઠવવામાં આવે છે. દેશનાં મંદિરોમાં તેમના દીર્ઘાયુ માટે પ્રાર્થનાઓનું આયોજન કરવામાં આવે છે. મોટા મોટા ધર્મગુરુઓ તેમની સફળતા માટે શુભેચ્છાઓ પાઠવે છે. તેમના માટે હંમેશની સલામતીનો પાક્કો બંદોબસ્ત કરવામાં આવે છે. દર વર્ષે તેમની પ્રગતિના રિપોર્ટ જાહેર કરવામાં આવે છે. તેમનાં કાર્યોની ગણના સૃષ્ટિનાં અદ્ભુત કાર્યોમાં કરવામાં આવે છે. તેમના જન્મથી જ લોકોનાં મનમાં એક પ્રકારનો આહ્લાદ પેદા થઈ જતો હોય છે, અને લોકો તેમના માટે ખૂબ જ ઊંચી આશાઓ સેવતા હોય છે.

પરંતુ અફસોસ એ વાતનો છે કે આમાંના મોટા ભાગના આગળ જતાં પોતાનાં કાર્યો દ્વારા એવું સિદ્ધ કરી દે છે કે તેમનો જન્મ હકીકતમાં લોકોએ પ્રસન્ન થવા જેવો અવસર ન હતો. એમાંના અનેક તો પોતાના વંશને કલંકિત કરનારા અને માનવતાશૂન્ય નીકળે છે. આવા લોકો જ્યારે મૃત્યુ પામે છે ત્યારે સંસાર તેમનાં મૃત્યુ પર બિલકુલ શોક નથી કરતો, બલ્કે તેમનાં અધમ કાર્યોને કારણે ઘણીવાર તો લોકો તેમને એટલી ઘૃણા કરવા લાગે છે કે તેમનાં મૃત્યુથી ધરતી પરનો ભાર ઓછો થયો એમ સમજે છે. લોકો એમ સમજે છે કે એક બલા ઓછી થઈ.

બીજી બાજુ ઘણાબધા એવા લોકો પણ જન્મ લેતા હોય છે કે જેમના

આગમનની સંસારને જાણ સુધ્ધાં નથી હોતી. ફક્ત તેમનાં સગાસંબંધીઓને જ તેમના જન્મની ખબર હોય છે. કોઈ પણ જાતની પ્રસિદ્ધિ વગર જ તેઓ મોટા થાય છે. સંસાર તેમના જન્મને કોઈ પણ પ્રકારનું મહત્ત્વ આપતો નથી. આવા લોકો અપ્રસિદ્ધિમાં જ જીવન પસાર કરે છે ને કોઈ પણ જાતની નામના કે પ્રસિદ્ધિ પામ્યા વિના જ આ સંસારમાંથી વિદાય લે છે. સંસાર તેમનાં જન્મ, જીવન અને મૃત્યુમાંથી કશાયની નોંધ લેતો નથી. લોકો દરકાર પણ નથી કરતાં કે કોણ આવ્યું ને કોણ ગયું.

ત્રીજા પ્રકારના મનુષ્યો એવા હોય છે કે જેઓ અપ્રસિદ્ધિમાં જન્મે છે, એ જ હાલતમાં શિક્ષણ મેળવે છે; પરંતુ જ્યારે યુવાવસ્થાએ પહોંચે છે તો તેમની ગણના પ્રસિદ્ધ લોકોમાં થવા લાગે છે. આવા લોકા ભલે વિશ્વપ્રસિદ્ધ ન થતા હોય, પરંતુ પોતાના દેશમાં તો પોતાનું નામ જરૂર કાઢે છે. આવા લોકા જ્યારે મૃત્યુ પામે છે ત્યારે દેશવાસીઓ તેમના ગુણોને યાદ કરીને આંસુ સારે છે, કારણ કે તેમનું જીવન દેશવાસીઓ પર પોતાના ગુણોનાં ચિરસ્થાયી ચિહ્‌ન છોડી જતું હોય છે. દેશની એક-બે પેઢીઓ તેમને યાદ કરે છે, પરંતુ કાળક્રમે તેઓ પણ ભુલાતા જાય છે, અને પછી તો કોઈ કોઈ ખાસ પ્રસંગે જ તેઓને યાદ કરવામાં આવતા હોય છે.

હવે ચોથા પ્રકારના મનુષ્યોની વાત કરીએ : આ લોકો બહુ જ જૂજ સંખ્યામાં હોય છે. વિરલા જ હોય છે. તેઓ પણ કોઈ પણ જાતની પ્રસિદ્ધિ વગર જ જન્મે છે, બિલકુલ જ સામાન્ય પ્રકારે તેઓનું પાલનપોષણ થાય છે. પરંતુ જ્યારે તેઓ કર્મક્ષેત્રમાં આવે છે તો પોતાનાં જ્ઞાન, બુદ્ધિ, જીવનદર્શન, મિશન, શ્રેષ્ઠતા, વીરતા, ઉદારતા અને મનુષ્યત્વથી સંસારના મનુષ્યોને પોતાની તરફ ખેંચે છે. એ લોકો સંસારમાં ગજબનો પ્રભાવ ઉત્પન્ન કરે છે અને લોકોને પોતાની તરફ આકર્ષિત કરે છે. કાર્લાઈલે આવા મનુષ્યોને પરમાત્મારૂપી અગ્નિના તણખાની ઉપમા આપી છે. આવા મનુષ્યો પૃથ્વીને રોશન કરનાર સૂર્યનું કામ આપે છે, અને તેઓ સૂર્ય જેવી મહાનતા ભોગવે છે. તેઓ સંસારમાં પ્રકાશ ફેલાવે છે. આવા મનુષ્યોનું મૃત્યુ સંસારના કોઈ

અમુક વર્ગ માટે જ નહીં, બલ્કે સમસ્ત માનવજાતિ માટે ખેદજનક હોય છે. તેઓનું નામ અમર થઈ જાય છે, અને તેમનાં કાર્યો પણ કદી ક્ષીણ થતાં નથી. સંસાર તેમને શતાબ્દીઓ સુધી ભૂલતો નથી. તેમનાં નામ અને કામ કદી નાશ પામતાં નથી. તેમણે ફેલાવેલી જ્યોતિ કોઈ એક સમય કે કોઈ એક પેઢીને જ રોશન નથી કરતી, બલ્કે તેનો પ્રભાવ હંમેશને માટે આ જગતમાં રહે છે. તેમની કાર્યપ્રણાલી કોઈ એક વંશ કે એક ચોક્કસ સમયગાળા પૂરતી જ સ્મરણીય નથી રહેતી, બલ્કે સંસારમાં તેની પર હંમેશાં ચર્ચા-વિચારણા ને વાદવિવાદ ચાલ્યાં કરે છે.

આવા મનુષ્યોનું આચરણ જ સંસારમાં મહત્ત્વપૂર્ણ હોય છે. આવા મનુષ્યો બહુ જ વિરલા હોય છે. સંસારના અન્ય લોકો માટે તેઓ પ્રકાશસ્તંભ તુલ્ય હોય છે. સંસારના મહાવનમાં તેઓ વિશ્રામસ્થળની ગરજ સારે છે. વિશ્વના ધોરી માર્ગો પર તેઓ માઈલસ્ટોનની જેમ ખડા છે, જેમની ઉપર યાત્રાના પડાવો અંકિત છે. આવા મનુષ્યો સંસારના આત્મિક દૃષ્ટિએ ભૂખ્યા-પ્યાસા લોકો માટે ભોજનાલય અને પરબની ગરજ સારે છે. લોકો તેમનાં વ્યાખ્યાનોમાંથી પોતાનો આત્મિક આહાર મેળવે છે અને વ્યાકુળતા ત્યજી શાંતિ પ્રાપ્ત કરે છે. કોઈ તેમને અવતાર કહે કે ઋષિ-મહર્ષિ, મહાપુરુષ કે પયગંબર, પરંતુ છે તેઓ એક જ શિલાના ખંડો, એક જ અગ્નિના તણખાઓ, એક જ કારખાનાનાં કે એક જ યંત્રનાં ચક્રો. સંસારનો કોઈ જ ભાગ આવા મનુષ્યોના અસ્તિત્વથી ખાલી નથી. ભગવાન કૃષ્ણ, મહાત્મા બુદ્ધ, મહર્ષિ વ્યાસ, ગૌતમ, કણાદ, જૈમિનિ, કપિલ અને પતંજલિ વગેરે આ જ કોટિના મહાત્માઓ હતા. સ્વામી શંકરાચાર્ય, ગુરુ નાનકદેવ, ગુરુ ગોવિંદસિંહ વગેરે પણ આ જ પ્રકારના મનુષ્યો હતા. મહારાજા વિક્રમાદિત્ય, સમ્રાટ અશોક તથા શિવાજી મહારાજ પણ આવા જ મહાપુરુષો હતા. મેં અહીં ફક્ત નમૂના રૂપે જ આ થોડા નામોનો ઉલ્લેખ કર્યો છે.

મારો દૃઢ વિશ્વાસ છે કે મહર્ષિ સ્વામી દયાનંદ પણ ઉક્ત ચોથા પ્રકારના મનુષ્ય હતા. અપ્રસિદ્ધિમાં જન્મ પામ્યા અને એ જ અવસ્થામાં મોટા થયા.

શિક્ષા પણ અપ્રસિદ્ધિમાં જ મેળવી. પરંતુ એકવાર કાર્યક્ષેત્રમાં ઊતર્યા તો જિંદગીભર સિંહની જેમ ગર્જના કરતા રહ્યા. સ્વામીજીએ એક અત્યંત પુરાતન જાતિને મૃત્યુશય્યામાંથી બેઠી કરીને આશાના સિંહાસને આરૂઢ કરી દીધી. એક મહાન ધર્મને અવનતિના ખાડામાંથી બહાર કાઢી પ્રકાશના ઉચ્ચ શિખરે પ્રસ્થાપિત કર્યો. સંસ્કૃત જેવી ગૌરવશાળી ભાષાને અપ્રસિદ્ધિની હાલતમાંથી બહાર આણીને સંસારની ભાષાઓમાં અગ્રિમ સ્થાન અપાવ્યું. સંસારની સભ્યતાને ઘેટાચાલમાંથી મુક્ત કરી સચેત કરી. આમ પ્રત્યેક દૃષ્ટિએ જોતાં એ સિદ્ધ થાય છે કે સ્વામી દયાનંદ સાચે જ એક મહાપુરુષ હતા. જો શારીરિક દૃષ્ટિએ જોવામાં આવે તોપણ સ્વામીજી મહાન જણાય છે. સાધારણ શક્તિના થોડાઘણા લોકોને તો તેઓ કંઈ જ ન સમજતા. શારીરિક બળ અને ઈન્દ્રિયદમનમાં તેઓ અદ્વિતીય હતા. જન્મથી મૃત્યુ પર્યંત તેઓ કદી કોઈ સ્ત્રીની પાસે ફરક્યા પણ નથી. તેમના અખંડ બ્રહ્મચર્ય પર તેમના મોટા મોટા શત્રુઓએ પણ ક્યારેય શંકા નથી કરી - ન તો તેમના જીવનકાળ દરમિયાન કે ન તો તેમના મૃત્યુ બાદ.

સ્વામીજી ઉચ્ચ કોટિના વિરક્ત ને વીતરાગ પુરુષ હતા. તેમણે પોતાના પિતાની વિપુલ સંપત્તિને લાત મારી. ગૃહત્યાગ બાદ પણ તેમના જીવનમાં એવા અનેક પ્રસંગો આવ્યા, જ્યારે તેમને અઢળક ધનદોલતના સ્વામી બનવાનાં તથા ઐશ્વર્યપૂર્ણ જીવન જીવવાનાં પ્રલોભનો આપવામાં આવ્યાં, પરંતુ તેમનું મન કદી વિચલિત ન થયું. આવાં પ્રલોભનો સામે તેઓ હંમેશાં અસંપૃક્ત રહ્યા. તેઓ તીવ્ર બુદ્ધિ અને અપૂર્વ સ્મરણશક્તિ ધરાવતા હતા. તેમના જેવી તીક્ષ્ણ બુદ્ધિ તેમના સમકાલીનોમાં ભાગ્યે જ કોઈ ધરાવતું હશે. વિદ્યા અને ચારિત્રિક શ્રેષ્ઠતામાં પણ તેઓ અદ્વિતીય હતા. સંસ્કૃત જ્ઞાનમાં તેઓ પોતાના સમયના અદ્વિતીય વિદ્વાન હતા.

નિર્ભયતાની દૃષ્ટિએ પણ સ્વામીજી અદ્વિતીય હતા. તેઓ પોતાનાં મંતવ્યો પર આજીવન દૃઢ રહ્યા. એક સમય એવો હતો કે સમસ્ત સંસાર એક તરફ હતો અને સ્વામીજી બીજી તરફ. પોતાનાં વિચારો ને મંતવ્યોનો પ્રચાર

કરવામાં તેઓ અત્યંત નિર્ભય હતા, અદ્વિતીય હતા. તેમને ન તો રાજા અને સરકારનો કોઈ ભય હતો કે ન તો તેઓ પ્રજાથી ભયભીત હતા. તેઓ ન તો પોતાના જાતિબાંધવોથી કદી ડર્યા કે ન તો અન્ય જાતિઓના લોકોથી ભયભીત થયા. કામ કરવામાં પણ તેઓ અથાક હતા. જો તેમના સાર્વજિનક જીવનના ટૂંકા કાલખંડનો અભ્યાસ કરવામાં આવે તો જ તેમની કર્મઠતાનો તેમ જ તેમનાં કાર્યોના મહત્ત્વનો ખરો અંદાજ આવે. તેમની વાણી, તેમનું લેખન, તેમનું શાસ્ત્રાર્થ-કૌશલ્ય બધું જ અસાધારણ હતું. લોકોને પોતાની તરફ આકર્ષિત કરવાની તેમનામાં અદ્ભુત શક્તિ હતી. જે કોઈ મનુષ્ય તેમની સમક્ષ આવતો તે તેમનાથી પ્રભાવિત થયા વગર ન રહેતો.

તેઓ એક ઉચ્ચ કોટિના યોગી હતા, પરંતુ પોતાના યોગબળનું તેમને કિંચિત્ પણ અભિમાન ન હતું. યોગશક્તિનું અભિમાન કરવું તો દૂર રહ્યું, તેઓ તેને પ્રગટ કરવામાં પણ સંકોચ અનુભવ કરતા હતા. મુશ્કેલીઓથી તેઓ ક્યારેય ગભરાયા નથી; બલ્કે સાહસ અને વીરતાપૂર્વક મુશ્કેલીઓનો સામનો કરતા. તેમણે ન તો કોઈની મિત્રતાની પરવા કરી કે ન તો કોઈની શત્રુતાની ચિંતા કરી. પરંતુ બન્યું એવું કે અનેક શત્રુઓ મિત્ર બની ગયા અને અનેક મિત્રો શત્રુવત્ વ્યવહાર કરવા લાગ્યા. તેમ છતાંય આ મહાપુરુષનાં કાર્ય અને વ્યવહારમાં જરાય અંતર ન આવ્યું.

તાત્પર્ય એ કે સ્વામીજીમાં મહાપુરુષના તમામ ગુણો મોજૂદ હતા. હજુ સુધી તેમનાં સમગ્ર કાર્યોનું ઉચિત મૂલ્યાંકન થયું નથી. પરંતુ મને વિશ્વાસ છે કે એક સમય એવો જરૂર આવશે કે જ્યારે તેમના નામથી સમસ્ત સંસાર સુપરિચિત હશે. સંસ્કૃત જ્યારે વિશ્વની તમામ ભાષાઓમાં સર્વોત્તમ સ્થાન પ્રાપ્ત કરશે ત્યારે વિશ્વના લોકો એકીસાથે તેમને મહાપુરુષોની શ્રેણીમાં ઉચ્ચ પદે પ્રતિષ્ઠિત કરશે, અને તેમનાં મિશન અને કાર્યોને પણ અત્યંત આદરની દૃષ્ટિએ નિહાળશે.

# પ્રથમ મહાન કાર્ય : મૂર્તિપૂજા-ખંડન

સ્વામીજી જ્યારે માત્ર ચૌદ જ વર્ષના બાળક હતા ત્યારે જ તેમને એ વાતનો બોધ થઈ ચૂક્યો હતો કે મૂર્તિપૂજા એ ઈશ્વર-ઉપાસનાનો સાચો માર્ગ નથી, બલ્કે તે એક અધમ કોટિનો ભ્રષ્ટાચાર છે. આ વિચાર દઢતાપૂર્વક તેમના મનમાં જામી ગયો, અને જીવનમાં તે ક્યારેય કિંચિત્ પણ શિથિલ ન પડ્યો. પોતાનાં માતાપિતાની સામે જ તેમણે મૂર્તિપૂજા ન કરવાનો નિર્ધાર કર્યો, અને પિતાજીના ઉગ્ર ક્રોધ સમક્ષ પણ - કે જે એક બાળક માટે ખૂબ જ ભયજનક હોય છે - તેમણે પોતાનો આ વિચાર છુપાવી ન રાખ્યો. બ્રહ્મચર્યકાળમાં અને બાદમાં સંન્યાસ લીધા પછી પણ તેમણે મૂર્તિપૂજા-વિષયક પોતાનું મંતવ્ય કદી ગુપ્ત નથી રાખ્યું. તેઓ ન તો કોઈ યતિમંડળથી ડર્યા કે ન તો કોઈ મંડલેશ્વરથી. તેઓ ન તો કોઈ રાજાથી ભયભીત થયા કે ન તો કોઈ પંડિતથી. જ્યાં સુધી જીવ્યા ત્યાં સુધી સિંહની જેમ મૂર્તિપૂજાના વિરોધમાં ગર્જના કરતા રહ્યા. લોકોને મૂર્તિપૂજામાંથી વિરક્ત કરી તેમને નિરાકાર-ઉપાસના તરફ પ્રેરિત કરવા એ તેમના જીવનનો મહાન ઉદ્દેશ્ય હતો. અને પ્રત્યેક વ્યક્તિ જાણે છે કે જે પ્રકાશ તેમને બચપણમાં પ્રાપ્ત થયો હતો તેને તેમણે પોતાનાં સાહસ ને વીરતાથી મૃત્યુપર્યંત બુઝવા ન દીધો. હિંદુમાત્ર જાણે છે કે ઉપનિષદોના સમયથી લઈ આજ સુધીમાં મૂર્તિપૂજાનો આટલો સાહસી, નિર્ભય અને કટ્ટર શત્રુ ભારતમાં દયાનંદ સિવાય બીજો કોઈ જ પાક્યો નથી. સર્વ મતાવલંબીઓ - ચાહે તે ખ્રિસ્તી હોય કે મુસલમાન, પૌરાણિક હોય કે વેદાંતી, અથવા બૌદ્ધ પણ કેમ નથી - સૌ કોઈ જાણે છે કે મૂર્તિપૂજા પ્રત્યે શ્રદ્ધાનો ભાવ દયાનંદના મનમાં ક્યારેય ઉત્પન્ન થયો નથી. મૂર્તિપૂજાનું ખંડન કરવાને લીધે જ તેમના સજાતીયોએ, સમાન ભાષા બોલનારાઓએ, સ્વધર્મીઓએ - સામાન્ય લોકોએ જ નહીં - બલ્કે વિદ્વાનોએ પણ તેમને 'નાસ્તિક' કહ્યા. કોઈએ તેમને 'પાદરીઓના વેતનભોગી સેવક' કહ્યા, તો કોઈએ તેમને 'ધર્મના શત્રુ' કહ્યા. પરંતુ આ પુરુષસિંહે તેની તલમાત્ર પણ પરવા ન કરી. ઘણીવાર તેમના સજાતીય પંડિતોએ પ્રત્યક્ષ તથા પરોક્ષમાં

પણ તેમને પ્રાર્થના કરી કે જો આપ મૂર્તિપૂજાનું ખંડન કરવાનું છોડી દો તો અમે લોકો આપને વિષ્ણુના અવતાર ઘોષિત કરીશું, જેથી આપની સર્વત્ર પૂજા થશે. પરંતુ આ મહાપુરુષ પર આવાં પ્રલોભનોની કોઈ અસર ન પડી. દયાનંદ એક એવા દૃઢ આસન પર બેઠા હતા કે જ્યાંથી તેમને કોઈ હલાવી શકે તેમ ન હતું. અનેક સામંતો, રાજાઓ અને મહારાજાઓએ તેમને ગુપ્ત તેમ જ પ્રત્યક્ષ સલાહ અપી કે તેઓ મૂર્તિપૂજાનું ખંડન છોડી દે. તેમને અનેક જાતનાં પ્રલોભનો આપવામાં આવ્યાં, ધમકીઓ આપવામાં આવી. પ્રાણોનો ભય, બદનામીનો ડર અને ધિક્કારોની આંધીઓ વારાફરતી તેમના જીવનમાં આવતાં જ રહ્યાં; પરંતુ તેમના દૃઢ હૃદય પર કશીય અસર થઈ નહીં. તેમણે મૂર્તિપૂજાને જે કોઈ સ્થાને, જે કોઈ સ્વરૂપે અને જે કોઈ પ્રકારે થતી જોઈ, તેનું ખંડન પણ એટલી જ નીડરતાથી કર્યું. જડપૂજાનો વિરોધ તેમના હૃદયમાં પથ્થરની લકીરની જેમ અંકિત હતો, જેને મિટાવવાનું સામર્થ્ય કોઈનામાં ન હતું. કાશીના ત્રણસો પંડિતો, કલકત્તાના વિદ્વાનો અને નદિયા (નવદ્વીપ)ના દાર્શનિકો પણ તેમને આ આસન પરથી હલાવી શક્યા નહીં. જયપુર, ઉદયપુર, જોધપુર, ઈન્દોર અને બનારસના રાજાઓના પ્રયત્નો પણ વ્યર્થ ગયા. મુસલમાનો અને ખ્રિસ્તીઓ પ્રગટ રૂપે તો મૂર્તિપૂજાના શત્રુ છે, પરંતુ એ લોકોમાં પણ જેટલા અંશમાં મૂર્તિપૂજા જણાઈ તેનું તેમણે સાહસપૂર્વક ખંડન કર્યું.

સ્વામી દયાનંદની દૃષ્ટિએ મૂર્તિપૂજા ફક્ત બુદ્ધિવાદ-વિરુદ્ધ જ નથી, બલ્કે ઈશ્વરીય જ્ઞાન વેદોમાં પણ તેનો નિષેધ કરવામાં આવ્યો છે; અને માટે તે વેદવિરુદ્ધ છે. તેમનો દૃઢ વિશ્વાસ હતો કે મૂર્તિપૂજા ધર્મ અને શિષ્ટાચારના ક્ષેત્રમાં ફેલાયેલ બદીઓની માતા છે, અને રાજનૈતિક દાસતા અને સાંસારિક અપ્રતિષ્ઠા એ તેનાં અનિવાર્ય દુષ્પરિણામો છે. તેઓ સમજતા હતા કે જ્યાં સુધી હિંદુ લોકો મૂર્તિપૂજાથી વિરક્ત નહિ થાય ત્યાં સુધી તેઓ ન તો સાચા માર્ગે આગળ ધપી શકશે, અને ન તો તેઓનો રાજનૈતિક તેમ જ સામાજિક અભ્યુદય થઈ શકશે. એટલા માટે તેમણે પોતાના આત્માનું સંપૂર્ણ બળ

મૂર્તિપૂજાનું ખંડન કરી તેને વેદ તથા યુક્તિથી વિરુદ્ધ સિદ્ધ કરવા પાછળ લગાડ્યું; અને સૌ કોઈ જાણે છે કે તેમણે મોટા મોટા મૂર્તિપૂજકોનાં મન ફેરવી નાખ્યાં. તેમણે હિંદુજાતિનાં બંધિયાર પાણીમાં હલચલ પેદા કરી દીધી અને પંડિતોને એ માટે વિવશ કરી મૂક્યા કે તેઓ મૂર્તિપૂજાના સમર્થનમાં વેદોનાં પ્રમાણો શોધી લાવે. સ્વામીજી વેદોને પૂર્ણ જ્ઞાન માનતા હતા. માટે જો મૂર્તિપૂજાનું પ્રમાણ તેમને વેદોમાંથી કાઢી બતાવવામાં આવત તો કદાચ તેમનું સમાધાન પણ થઈ જાત. પરંતુ એમ થવું અસંભવ જ હતું. (કેમ કે વેદોમાં તો મૂર્તિપૂજાનો સ્પષ્ટ નિષેધ કરવામાં આવ્યો છે. દ્રષ્ટવ્ય : યજુર્વેદ - ૪૦.૯, ૩૨.૩ વગેરે મંત્રો - સં.) સાચી વાત તો એ છે કે મૂર્તિપૂજા અને મિથ્યા દેવપૂજાના ખંડનમાં સ્વામી દયાનંદે એ કામ કર્યું છે, જે કરવામાં શંકરાચાર્ય પણ અસમર્થ રહ્યા હતા.

હિંદુધર્મના શત્રુઓ હિંદુધર્મને મૂર્તિપૂજક કહીને તેની પર આક્રમણ કરતા હતા. પરંતુ મૂર્તિપૂજાને હિંદુધર્મની મૌલિક અવધારણાથી વિરુદ્ધ સિદ્ધ કરીને સ્વામીજીએ પેલા શત્રુઓના હાથમાંથી એ હથિયાર જ ઝૂંટવી લીધું. મુસલમાનો અને ખ્રિસ્તીઓની વૈદિક ધર્મ પ્રત્યેની જે દૂષિત ધારણા હતી તે સ્વામીજીની શિક્ષાઓથી છિન્નભિન્ન થઈ ગઈ. હવે એ લોકોમાં પેલી તાકાત ન રહી કે હિંદુધર્મને મૂર્તિપૂજાનો ધર્મ બતાવીને હિંદુઓને બહેકાવી શકે અને તેઓનું ધર્માંતર કરાવી શકે. એ લોકોનાં આક્રમણોની કમ્મર જ તૂટી ગઈ. સ્વામીજીએ મૂર્તિપૂજાને સાચી ઈશ્વરપૂજાથી વિરુદ્ધ સિદ્ધ કરીને બીજાઓ દ્વારા કરવામાં આવતાં આક્રમણોને નાકામ કરી દીધાં. લાખો લોકોને સ્વધર્મ-ત્યાગના પાપમાં પડતા બચાવ્યા. જો સ્વામીજીએ પોતાના જીવનમાં બીજું કશું જ ન કર્યું હોત અને આ મૂર્તિપૂજાખંડનરૂપી કેવળ એક જ કામ કર્યું હોત તોપણ તેમની ગણના વિશ્વના મહાપુરુષોની શ્રેણિમાં અવશ્ય થઈ હોત. પરંતુ તેમણે બીજાં અનેક કાર્યો કર્યાં હતાં, જેનું વર્ણન આગળ કરવામાં આવશે. તોપણ એ કહેવામાં બિલકુલ સંકોચ નથી કે મૂર્તિપૂજાનું ખંડન એ સ્વામી દયાનંદના જીવનનો મુખ્ય ઉદ્દેશ્ય હતો.

## બીજું કાર્ય : બ્રાહ્મણવાદમાંથી મુક્તિ

સ્વામી દયાનંદનું બીજું મહત્ત્વપૂર્ણ કાર્ય હતું : હિંદુઓને રૂઢિવાદી બ્રાહ્મણોના ચંગૂલમાંથી મુક્તિ આપવાનું. તેમણે આર્યોની શ્રેષ્ઠ બુદ્ધિને ઉચ્ચ આસને પ્રતિષ્ઠિત કરી, અને તેને ધારદાર ને તેજ કરવા માટે વેદમંત્રોનું જ્ઞાન આપ્યું. છેલ્લાં અનેક વર્ષોથી આર્યો (હિંદુઓ)ની બુદ્ધિ કુંઠિત થઈ ચૂકી હતી અને કોઈમાં એટલું સામર્થ્ય નહોતું કે તે તેને એ જડતામાંથી મુક્ત કરી શકે. એ કુંઠિત બુદ્ધિથી કોઈ ત્યારે જ આઝાદ થઈ શકે તેમ હતું કે જ્યારે તે પોતાના પૂર્વજોનો ધર્મ છોડી દઈ કોઈ બીજો ધર્મ અંગીકાર કરી લે. બંધનોમાં જકડાયેલા લોકો સ્વહિતનું ચિંતન કરવાનું જ ભૂલી ગયા હતા. તથાકથિત નિમ્ન વર્ગના લોકોને તો ભણવાનો પણ અધિકાર નહોતો. જો શૂદ્ર ભૂલથી પણ વેદમંત્રો સાંભળી લે તો તેના કાનમાં ધગધગતું સીસું રેડી દેવાની આજ્ઞા હતી. પરંતુ સ્વામીજીએ તત્કાળ લોકોને આવાં બંધનોમાંથી મુક્ત કરી દીધા અને સૌને વેદમંત્રો ભણવા-શીખવાની આજ્ઞા આપી. સ્વામીજીએ સમસ્ત આર્ય સંતાનોને ગાયત્રીમંત્રનો ઉપદેશ આપ્યો, અને લોકોને સમજાવ્યું કે પરમાત્મા પાસે માંગવાની જો કોઈ સૌથી મૂલ્યવાન વસ્તુ હોય તો એ છે બુદ્ધિની પવિત્રતા (ધિયો યો નઃ પ્રચોદયાત્).

સ્વામીજીએ લોકોને સમજાવ્યું કે મનુષ્યનો સર્વોત્તમ ગુરુ તો પરમાત્મા જ છે, જેના જ્ઞાનમાં ન તો કોઈ જાતની ત્રુટિ છે કે ન તો કોઈ જાતનો પક્ષપાત. પરમાત્માએ જ્યારે પોતાના પુત્ર (મનુષ્ય)ને આ સંસારમાં ઉત્પન્ન કર્યો ત્યારે તેને તેની જીવનયાત્રાનો નિર્ભય માર્ગ પણ બતાવ્યો. એ જ્ઞાન સૃષ્ટિના આરંભમાં આપવામાં આવ્યું હતું કે જેથી મનુષ્યમાત્ર પોતાની બુદ્ધિની મદદથી હંમેશાં તે જ્ઞાનનો લાભ ઉઠાવતો રહે. સ્વામીજીએ આર્યોને બતાવ્યું કે સંસારમાં જે કંઈ જ્ઞાન અને સત્ય છે તેનું આદિ કારણ એટલે કે મૂળ કારણ પરમાત્મા જ છે; કારણ કે તે જ આદિ ગુરુ છે. ('સ એષ પૂર્વેષામપિ ગુરુઃ કાલેનાનવચ્છેદાત્' - યોગદર્શન : ૧.૨૬) એ આદિ ગુરુએ જે જ્ઞાન આપ્યું છે તે વેદમંત્રોમાં વર્ણિત છે; અને વેદ જ માનવમાત્રનું સર્વસ્વ છે.

માનવમાત્રને આ વેદો ભણવાનો અને તેના જ્ઞાનથી લાભાન્વિત થવાનો અધિકાર છે. તે આદિ ગુરુના જ્ઞાન અને તેને ગ્રહણ કરનારા માનવ-આત્મા વચ્ચે કોઈ પડદો કે અવરોધ નથી. મનુષ્ય અને ઈશ્વરના જ્ઞાન વચ્ચે જે કૃત્રિમ અવરોધો સ્વાર્થવશ ઊભા કરવામાં આવ્યા હતા તે અવરોધોને સ્વામીજીએ દૂર કરી દીધા, અને સૌને ઈશ્વરીય જ્ઞાનની જ્યોતિ બતાવી. લોકોને જ્ઞાનના એ સ્રોતનો પરિચય કરાવી દીધો કે જેમાંથી અનેક પ્રકારની વિદ્યાઓની નહેરો નીકળે છે. લોકોને એ શાશ્વત જ્યોતિની ઝલક બતાવી દીધી કે જેમાંથી સંસારના સમસ્ત જ્ઞાનરૂપી દીવડાઓ પોતાનો પ્રકાશ ગ્રહણ કરીને અંધકાર દૂર કરે છે. સ્વામીજીના જીવનનું આ એક મહાન કાર્ય હતું. હઠ અને પક્ષપાતને કારણે જે લોકો સર્વસાધારણને વેદોનું જ્ઞાન આપવાના વિરોધી હતા તથા સ્વયં પણ આ જ્ઞાનથી અપરિચિત હતા તેમને સ્વામીજીએ વૈદિક જ્ઞાનથી પરિચિત કર્યા. એમ કહેવા ખાતર તો બધા જ કહેતાં હતા કે અમારો ધર્મ વેદો પર આધારિત છે. બ્રાહ્મણો તો આમ કહેતાં જ હતા. પરંતુ સાચું પૂછો તો ન તો આ બ્રાહ્મણોને અને ન તો સર્વસાધારણને એ વાતની ખબર પણ હતી કે આ વેદોમાં શું કહેવામાં આવ્યું છે તથા તેના ક્યા સિદ્ધાંતો છે.

ઈ.સ.૧૮૬૨માં મુંબઈની હાઈકોર્ટમાં એક લાયબલ (બદનક્ષીનો) કેસ દાખલ કરવામાં આવ્યો હતો. તેની પાછળનું કારણ એ હતું કે 'સત્યપ્રકાશ' નામના એક પત્રમાં વલ્લભ સંપ્રદાયના તત્કાલીન આચાર્યની ચારિત્રહીનતાને લગતા સમાચાર પ્રકાશિત કરવામાં આવ્યા હતા. એમાં એ સવાલ કરવામાં આવ્યો હતો કે દુરાચાર અને વ્યભિચાર હિંદુઓના પ્રાચીન ધર્માનુસાર કદાપિ આચરણીય ન હોઈ શકે, પરંતુ વલ્લભ સંપ્રદાયના ગુરુઓ આજે આવા જ દુરાચારોમાં લિપ્ત જોવા મળે છે. આથી આ સંપ્રદાયની અર્વાચીનતા તેમ જ તેમાં જોવાં મળતાં પાખંડો સ્વતઃસિદ્ધ છે. આ લેખને પોતાની બદનામીનું કારણ સમજી ઉક્ત સંપ્રદાયના એક ગુરુએ પેલા પત્ર પર માનહાનિનો કેસ દાખલ કર્યો. સમાચારના લેખકે વેદોની મદદ લીધી અને કહ્યું કે હિંદુધર્મના મૌલિક ઉપદેશો વેદોમાં જ છે. પરંતુ વાદી અને

પ્રતિવાદી બંનેમાંથી એકેયને એ વાતની ખબર નહોતી કે હકીકતમાં વેદોમાં શું છે. પોતાના બયાનમાં વાદીએ વેદ, શાસ્ત્ર અને પુરાણોને હિંદુધર્મના માન્ય ગ્રંથો ઘોષિત તો કર્યા, પરંતુ તેને એ વાતનો સ્વીકાર કરવો પડ્યો કે હું વેદો તથા બ્રાહ્મણગ્રંથોનાં નામ પણ જાણતો નથી. વલ્લભ સંપ્રદાયના આ ગુરુ પોતાનાં માન્ય શાસ્ત્રોનાં નામ પણ ન બતાવી શક્યા એ મૂર્ખતાની પરાકાષ્ઠા હતી.

સ્વામી દયાનંદના જીવનમાં પણ એવા પ્રસંગો જોવા મળે છે કે જેથી હિંદુઓના વેદ સંબધી અજ્ઞાનની ખબર પડે છે. કાશીમાં જ્યારે સ્વામી વિશુદ્ધાનંદ અને બાલશાસ્ત્રી જેવા વિદ્વાનો બીજા સેંકડો પંડિતોને સાથે લઈને સ્વામી દયાનંદ સમક્ષ શાસ્ત્રાર્થ કરવા માટે આવ્યા ત્યારે તેમણે મંત્રસંહિતાને બદલે ગૃહ્યસૂત્રોનાં કેટલાંક પાનાં જ સ્વામીજીના હાથમાં ધર્યાં અને ગૃહ્યસૂત્રોનાં તે પાનાંઓને જ 'વેદ' કહ્યાં ! એ સમયની વાત જવા દઈએ, લાહોરની સનાતન ધર્મ સભા તો આજેય એમ જ સમજે છે કે પુરાણો પણ વેદોની જેમ ઈશ્વરકૃત છે, અને વેદો જેટલાં જ પ્રાચીન પણ છે ! આવા હાલ ત્યારે છે કે જ્યારે સંસ્કૃતનું સામાન્ય જ્ઞાન ધરાવતી વ્યક્તિ પણ જાણે છે કે વેદોના ઈશ્વરપ્રણીત હોવા વિષે તો લોકોમાં ભલે વાદવિવાદ હોય, પરંતુ તેની પ્રાચીનતા વિષે તો કોઈ સંદેહ છે જ નહીં. સ્વામી દયાનંદના સમય પહેલાં જ યુરોપના સંસ્કૃતજ્ઞ વિદ્વાનો એ સ્પષ્ટ કરી ચૂક્યા હતા કે પુરાણો ઈશ્વરપ્રણીત છે એમ હિંદુ વિદ્વાનોએ ક્યારેય કહ્યું નથી.

પ્રો. ગોલ્ડસ્ટુકરે એક જગ્યાએ લખ્યું છે : "જ્યારે કોઈ જાતિ પોતાના ધર્માચાર્યોના બહેકાવવામાં આવી જઈ અથવા પોતાની અવિદ્યાને કારણે પુરાણો જેવા નવીન ગ્રંથોને ઈશ્વરીય જ્ઞાન કહેવા માંડે છે ત્યારે તેનું ઘોર અધઃપતન નિશ્ચિત છે; અને તેમાંથી બહાર નીકળી ફરીથી બેઠા થવું મુશ્કેલ છે. હિંદુજાતિ પતનની એ હદ સુધી પહોંચી ગઈ છે; અને એ જ જોવાનું રહ્યું કે તે પોતાનાં કદમ હવે ક્યારે અને કઈ દિશામાં ઉઠાવે છે. માનીએ કે તે કેટલીય શતાબ્દીઓથી ત્યાંની ત્યાં જ ઊભી છે, પરંતુ હાલના સમયની

રાજનૈતિક તથા સામાજિક પરિસ્થિતિઓ હવે તેને ત્યાંની ત્યાં જ ઊભી રહેવા નહિ દે. જ્યારથી હિંદુઓ પુરાણોને પોતાના ધર્મના સ્રોત બતાવવા માંડ્યા છે ત્યારથી ધાર્મિક ઠગાઈનો માર્ગ મોકળો થઈ ગયો છે; અને એવા એવા સંપ્રદાયો ઊભા થઈ રહ્યા છે, જે ધર્મ અને સમાજને નષ્ટ કરી રહ્યા છે. એવા એવા નિયમો અને એવી એવી પ્રથાઓ ઘડી કાઢી છે, જે હિંદુઓ માટે ચિંતા અને લજ્જાનો વિષય છે. અત્રે આવી પ્રથાઓની વિસ્તારથી પરીક્ષા કરવાની જરૂર નથી. આ પ્રસંગે તંત્ર ગ્રંથોને ઉઘાડા પાડી શકાય છે, પરંતુ આજકાલ કલકત્તા, મુંબઈ અને બનારસથી જે સમાચારો પ્રકાશિત થઈ રહ્યા છે, તે પરથી સ્પષ્ટ થઈ જાય છે કે પુરાણો અને તંત્ર ગ્રંથો કેટલાં વિષાક્ત છે. તેમ છતાંય આ ગ્રંથોના આલોચક આજના વિદ્વાનો પણ હિંદુ જાતિ સમક્ષ ઉત્પન્ન ખતરાનો મુકાબલો કરવાને અસમર્થ છે. તેઓ આ કામ કરી શકવાને સમર્થ ત્યારે જ બનશે, જ્યારે તેઓ હિંમતપૂર્વક આ રોગનું નિદાન કરશે અને હિંદુઓને આવા દૂષિત ગ્રંથોથી બચાવી શકશે."

યુરોપની ધાર્મિક સુધારણાનો સંદર્ભ આપીને પ્રો.ગોલ્ડસ્ટુકર આગળ લખે છે : "આ બૂરાઈને રોકવાનો એકમાત્ર ઉપાય એ જ છે કે જે મૂળ ગ્રંથો પર આજ સુધી બ્રાહ્મણ જાતિના એક ચોક્કસ વર્ગનો જ અધિકાર રહ્યો છે, અને માત્ર તેઓ જ એ ગ્રંથોના અર્થ જાણે છે, તે મૂળ ગ્રંથોને ભણવાની છૂટ સર્વસામાન્યને આપવામાં આવે. હિંદુઓએ એ વૈદિક સાહિત્યનો અભ્યાસ કરવો જ રહ્યો. ત્યારે જ તેઓને ખબર પડશે કે આપણા ધર્મનું મૂળ પુરાણો કે બ્રાહ્મણગ્રંથો નહિ, બલ્કે ઋગ્વેદ છે."

પરંતુ આપણે સૌ જાણીએ જ છીએ કે પ્રો.ગોલ્ડસ્ટુકરની આ અપીલ કલકત્તા, મુંબઈ અને કાશીના પંડિતોએ સાંભળી ના સાંભળી કરી દીધી. જો કોઈ મનુષ્યના હૃદયમાં આ પ્રકારના વિચારો ઉત્પન્ન થયા હોય, અને જેણે એ જ વિચારોને આધાર બનાવીને હિંદુ ધર્મની સુધારણાનું કાર્ય કર્યું હોય, તો તે સ્વામી દયાનંદ જ હતા. સ્વામીજીએ યુક્તિ, પ્રમાણ અને ઐતિહ્ય પ્રમાણોની મદદથી સિદ્ધ કરી દીધું કે પુરાણો હિંદુઓના ઈશ્વરપ્રદત્ત ગ્રંથ કદાપિ ન હોઈ શકે, અને ન તો એ ગ્રંથો ઈશ્વરપ્રદત્ત છે. જે કોઈ વ્યક્તિ પુરાણોનો ધ્યાનપૂર્વક

અભ્યાસ કરે છે, તે સ્વામીજીની આ વાતનો સ્વીકાર કરે છે. સ્વામીજીએ સિદ્ધ કર્યું કે હિંદુઓના ઈશ્વરીય ગ્રંથ પુરાણ, ધર્મશાસ્ત્ર (મનુસ્મૃતિ), ઉપનિષદ્ કે બ્રાહ્મણગ્રંથો નથી, બલ્કે વેદસંહિતાઓ છે. તેમણે એ પણ પ્રમાણોથી સિદ્ધ કરી આપ્યું કે ઉપનિષદ્, બ્રાહ્મણગ્રંથો તથા ધર્મશાસ્ત્ર વગેરે ઋષિપ્રણીત જરૂર છે, પરંતુ આ સર્વ ગ્રંથો વેદો પર જ નિર્ભર છે; અને જેટલા અંશમાં આ ગ્રંથો વેદાનુકૂળ તથા વેદોથી અવિરુદ્ધ છે, એટલા જ અંશમાં તેમની માન્યતા છે. સિદ્ધાંત એ છે કે ફક્ત ચાર વેદો જ ઈશ્વરીય જ્ઞાન છે. ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ અને અથર્વવેદ - આ ચાર વેદો પર જ વૈદિક ધર્મનો આધાર છે, અને આ વેદો જ આપણા માટે અંતિમ પ્રમાણ છે. શાસ્ત્રકારોના મત અનુસાર વેદો જ સ્વતઃપ્રમાણ છે, સત્ય શાસ્ત્ર છે; જેમાં સત્ય સિવાય બીજું કાંઈ જ નથી.

## ત્રીજું મહાન કાર્ય : વેદભાષ્યોની રચના

સ્વામીજીએ આપણને એ તો બતાવ્યું કે વેદ જ ઈશ્વરીય જ્ઞાનના ગ્રંથો છે, પરંતુ જ્યાં સુધી આપણે વેદાર્થની વાસ્તવિક પદ્ધતિને સમજી ન લઈએ ત્યાં સુધી આ ગ્રંથો આપણા માટે કોઈ જ કામના ન હતા. સ્વામીજીએ એ અનુભવ કર્યો કે વેદોની સંસ્કૃત અને વેદભાષ્યકારોના યુગની સંસ્કૃતમાં ઘણું અંતર પડી ગયેલ છે. તેમણે જાણી લીધું કે આ ભાષ્યકારોએ વેદોની ભાષાને સમજવામાં તથા તેનો અનુવાદ કરવામાં કઈ કઈ ભૂલો કરી છે. એ ભૂલો થવા પાછળનું કારણ એ હતું કે એ ભાષ્યકારો વૈદિક સંસ્કૃતને પણ આધુનિક સંસ્કૃતના નિયમોથી જ ભણ્યા, અને તેને સમજતી વેળા તેમણે કેટલાક મહત્ત્વપૂર્ણ સિદ્ધાંતો પ્રત્યે કશુંય ધ્યાન ન આપ્યું.

વેદો પર આજકાલ સાયણનાં ભાષ્યોને જ પ્રામાણિક માનવામાં આવે છે, જેનો સમય યુરોપીય વિદ્વાનોના મત અનુસાર લગભગ ૫૦૦ વર્ષ પહેલાનો છે.[૧] સાયણ મુસલમાનોના શાસનકાળમાં પેદા થયા હતા. તેમનાં ભાષ્યો પર પૌરાણિકતાની છાયા જોવા મળે છે. સાયણ પૌરાણિક દેવપૂજા-

*૧ સાયણ દક્ષિણના વિજયનગર રાજ્યના અધિપતિ મહારાજા બુક્ક તથા તેમના પુત્ર હરિહરના રાજ્યકાળ (૧૩૫૦-૧૩૭૯ તથા ૧૩૭૯-૧૩૯૯)માં પ્રધાનમંત્રીના પદ પર રહ્યા હતા. આમ જોતાં તેમનો સમય ૭૦૦ વર્ષ પહેલાંનો સિદ્ધ થાય છે.*

પદ્ધતિને માનતા હતા, જ્યારે મહીધર તાંત્રિક હતા. બંનેએ વેદભાષ્ય કરતી વેળા નિરુક્તની ઉપેક્ષા કરી. બંનેએ પ્રચલિત સંસ્કૃતના નિયમોથી જ વેદોના અર્થ કર્યા. 'વેદોના શબ્દો યૌગિક છે, અને તેના સાચા અર્થ ત્યારે જ થઈ શકે, જ્યારે એ નિયમો અનુસાર તેના અર્થ કરવામાં આવે' - વેદાર્થના આ મૂળભૂત સિદ્ધાંત તરફ પેલા બંને ભાષ્યકારોએ બિલકુલ ધ્યાન ન આપ્યું; અને બંનેએ પાણિનીય વ્યાકરણ, નિરુક્ત તથા નિઘંટુની ઉપેક્ષા કરીને વેદોનાં ભાષ્યો રચી કાઢ્યાં. જે વેદમંત્રો પર ઉપનિષદ્ અને બ્રાહ્મણગ્રંથોની રચના કરનાર ઋષિઓના અર્થો ઉપલબ્ધ હતા, તે અર્થોની પણ અવગણના કરી આ લોકોએ પોતાના નવીન અર્થો કર્યા; અને તેનું પરિણામ આવ્યું : અર્થના અનર્થો. વેદોને ઈશ્વરીય જ્ઞાન રૂપે માન્ય રાખ્યા હોવા છતાંય તેના અનર્થો કરી તેને સાધારણ કોટિના ગ્રંથો કરતાંય નિમ્ન કક્ષાએ લાવીને મૂકી દીધા. જે સમયે વેદોના જ્ઞાનનો સંપૂર્ણ અભાવ હતો, તે સમયે લોકોએ સાયણ અને મહીધરનાં ભાષ્યો જ મળ્યાં; અને તે ભાષ્યોથી મંત્રોના અર્થનો પૂર્ણ બોધ ન થઈ શકવાને કારણે લોકોએ વેદોને સર્વથા અચિંતનીય માની લીધાં. વેદોએ ઈશ્વરીય જ્ઞાન માનવાની વાત તો દૂર રહી, શિક્ષિત લોકો તો તેને સામાન્ય મહત્ત્વ આપવાને પણ તૈયાર નહોતા.

વેદોમાં શું છે એ જાણવા માટે બ્રહ્મસમાજે ચાર યુવાન બ્રાહ્મણોને વેદ ભણવા માટે કાશી મોકલ્યા, અને એ ચારેયે ત્યાં સાયણ વગેરેનાં ભાષ્યોની મદદથી વેદોનો અભ્યાસ કર્યો. આ બ્રાહ્મણોએ આપેલા અભિપ્રાયના આધારે બ્રહ્મસમાજે ઘોષિત કર્યું કે વેદ ઈશ્વરીય વાણી નથી. રાજા રામમોહનરાય દ્વારા સ્થાપિત બ્રહ્મસમાજે આ જ બ્રાહ્મણોની વાતમાં આવી જઈને સ્વયં રાજા રામમોહનરાય તથા પ્રાચીન ઋષિઓની વેદ-વિષયક માન્યતાને તિલાંજલિ આપી દીધી. શરૂઆતમાં તો યુરોપીય વિદ્વાનોએ પણ સાયણ અને મહીધરના આધારે જ વેદોની બાબતમાં પોતાની સંમતિ આપી હતી, પરંતુ તેઓ બહુ જ જલદી સમજી ગયા કે વેદાર્થ જ્ઞાન માટે સાયણ-મહીધરનાં ભાષ્યોનું અનુસરણ કરવું નિરાપદ નથી. પરંતુ આર્યાવર્તભરમાં એક પણ પંડિતે હિંમત ન કરી

કે તે સાયણભાષ્યોને બાજુ પર મૂકી વેદોનો સત્યાર્થ પ્રગટ કરે. તેની પાછળનાં અનેક કારણો હતાં : પ્રથમ તો બ્રાહ્મણ લોકો જ વિચારશક્તિશૂન્ય અને વિના સમજ્યે રૂઢિઓને વળગી રહેનારા,ચીલેચલુ હતા. ચિંતનના ક્ષેત્રમાં ક્રાંતિ કરવાનું સાહસ આ બ્રાહ્મણોમાં હતું જ નહીં. તેઓ તો શતાબ્દીઓથી જે માર્ગે ચાલ્યા આવતા હતા એ જ માર્ગે ચાલતાં રહેવામાં ગૌરવ સમજતા હતા. એ પરંપરાગત માર્ગથી જરાયે આમતેમ હટવાનું સાહસ કરી શકવાને તેઓ અસમર્થ હતા.

જો તે સદીઓમાં દયાનંદ સરસ્વતી જેવો કોઈ મહાપુરુષ ઉત્પન્ન પણ થયો હોત, તોપણ યુગની પરિસ્થિતિઓએ તેમને આગળ વધવા ન દીધા હોત. કારણ કે લોકો તો સદીઓથી જે માર્ગે જઈ રહ્યા હતા તે જ માર્ગને નિરાપદ સમજી બેઠા હતા. જો તે વિગત સમયમાં સ્વામી વિરજાનંદ (સ્વામી દયાનંદના જ્ઞાનગુરુ) જેવો કોઈ ક્રાંતિકારી પુરુષ પેદા પણ થયો હોત, તો તે પણ યુગજન્ય વિવશતાઓને કારણે પોતાનું ઇચ્છિત કાર્ય કરવામાં અસફળ જ રહ્યો હોત. સત્ય તો એ છે કે શંકરાચાર્યના સમય બાદ સ્વામી દયાનંદ સિવાય બીજું કોઈ એ હિંમત દાખવી ન શક્યું કે સાયણ-મહીધરનાં ભાષ્યોની મદદ લીધા વિના જ વેદોના અર્થનો પ્રકાશ કરે. સ્વામી દયાનંદની તો એ દૃઢ ધારણા હતી કે હિંદુઓની બુદ્ધિહીનતા ત્યારે જ દૂર થશે, જ્યારે તેઓ મધ્યકાલીન પંડિતોના અંધવિશ્વાસોથી પોતાને મુક્ત કરી લેશે. આ સાહસનું કાર્ય તેમણે જ કર્યું અને પોતાની બુદ્ધિ અનુસાર ઈશ્વરીય જ્ઞાન વેદોને સર્વસાધારણ સુધી લઈ ગયા. બે હજાર વર્ષો બાદ તેમણે જ હિંદુઓને સમજાવ્યું કે વેદોમાં જોવાં મળતાં 'ઇન્દ્ર', 'અગ્નિ' અને 'વાયુ' વગેરે શબ્દો પરમાત્માનાં જ નામો છે; વેદોનું વ્યાકરણ અષ્ટાધ્યાયી છે; અને વેદાર્થ સમજવા માટે સાયણ-મહીધરને માર્ગદર્શક તરીકે સ્વીકારવા એ અનુચિત છે. વેદોના સાચા અધ્યાપક તો નિરુક્ત, નિઘંટુ, ઉપનિષદ્ અને બ્રાહ્મણગ્રંથો જ છે. બે હજાર વર્ષો બાદ સ્વામીજીએ પહેલીવાર હિંદુઓને 'યજ્ઞ', 'દેવતા' આદિ શબ્દોના વાસ્તવિક અર્થો સમજાવ્યા; અને એ પણ સમજાવ્યું કે વૈદિક

સાહિત્યમાં જ્યાં જ્યાં આ શબ્દો આવે છે ત્યાં ત્યાં પ્રકરણ અનુસાર તેના ક્યા અર્થો ગ્રહણ કરવા જોઈએ. આનું પરિણામ એ આવ્યું કે હિંદુઓએ સ્વામીજીની વિદ્વતાનો પ્રભાવ સ્વીકાર કર્યો. આજ સુધી કોઈ વેદોના આવા સત્યાર્થ પ્રસ્તુત કરી શક્યું નહોતું. આથી આ કાર્યમાં સ્વામીજીએ દાખવેલી ઉદારતા ને હિંમત જોઈને લોકો દંગ રહી ગયા. ભલે અનેક લોકોએ સ્વામીજીનાં ભાષ્યોંનો તત્કાળ સ્વીકાર ન કર્યો, પરંતુ એ ભાષ્યોમાં કોઈ ભૂલ બતાવવાની હિંમત પણ કોઈ કરી શક્યું નહીં. યુરોપના વિદ્વાનોએ તેનો જરૂર લાભ ઉઠાવ્યો, અને તે એ રીતે કે આ બાબતે પહેલાં જે સંદેહ હતો તે હવે નિશ્ચયમાં પલટી ગયો. એ લોકોએ સાયણભાષ્યને અવિલંબ અપ્રામાણિક માની લીધું. હવે તેઓ સ્વતંત્ર રીતે વેદોના અર્થ કરવામાં પ્રવૃત્ત થયા. તેમ છતાંય એ યાદ રાખવું રહ્યું કે યુરોપીય વિદ્વાનોની પ્રાચીન સંસ્કૃત ભાષા તથા પુરાતન ગ્રંથોમાં પૂરી ગતિ નહોતી. સાચું કહીએ તો હજુ તેઓ આ વિષયના પ્રારંભિક વિદ્યાર્થીઓ જ હતા. સંસ્કૃત કોઈ એવી ભાષા નથી કે જેના પર થોડા સમયમાં જ અધિકાર પ્રાપ્ત કરી શકાય. આથી યુરોપીય વિદ્વાનોએ કરેલા વેદાનુવાદ હિંદુઓ માટે કોઈ ખાસ ઉપયોગી ન હતા. પ્રો.મેક્સમૂલરે ઋગ્વેદના કેટલાક મંત્રોનો અનુવાદ પ્રકાશિત કર્યો હતો, જેની બીજી આવૃત્તિ હાલમાં જ પ્રકાશિત થઈ છે. આ અનુવાદની બંને આવૃત્તિઓની તુલના કરવાથી એ સ્પષ્ટ થઈ જાય છે કે યુરોપીય વિદ્વાનોની વેદ વિષયક માન્યતાઓમાં કેટલું પરિવર્તન થઈ રહ્યું છે. એ અનુવાદની ભૂમિકામાં પ્રો.મેક્સમૂલર સ્વયં એ વાતનો સ્વીકાર કરે છે કે, સો વર્ષોના અવિરત પરિશ્રમ બાદ યુરોપીય વિદ્વાનો વેદોના અમુક જ મંત્રોના અર્થ સમજવાની યોગ્યતા મેળવી શક્યા છે. આમ પ્રો.મેક્સમૂલરની માન્યતા મુજબ વેદોની ભાષાને સમજવાનું કાર્ય સમય માંગી લે તેવું અને ઉખાણાં ઉકેલવા જેવું છે. તેમણે સાચું જ કહ્યું છે કે, વેદોના સત્યાર્થ સુધી પહોંચવા માટે હજુ શતાબ્દીઓ સુધી પ્રયત્નો કરવા પડશે, કારણ કે વેદોની આ ભાષામાં છેલ્લાં હજારો વર્ષ દરમ્યાન અનેક પરિવર્તનો થયાં છે. એ પરિવર્તનોને સમજવામાં સમય લાગે તે સ્વાભાવિક જ છે. આ વિષય પર અત્રે વિસ્તૃત ન

લખી કેવળ એટલું જ કહેવું પર્યાપ્ત રહેશે કે વેદભાષ્યોની રચના એ સ્વામી દયાનંદના જીવનનું ત્રીજું મહાન કાર્ય હતું.[1]

## ચોથું મહાન કાર્ય : આર્યસમાજની સ્થાપના

સ્વામી દયાનંદ પોતાની દીર્ઘદષ્ટિથી સમજી ગયા હતા કે હિંદુ ધર્મની સુધારણાનું કાર્ય કોઈ એક જ વ્યક્તિ દ્વારા થઈ શકવું સંભવ નથી, અને ન તો આ કાર્ય ટૂંક સમયમાં જ પાર પડે એવું છે. એટલે કે વૈદિક ધર્મના પુનરુદ્ધારનું આ કાર્ય એક એવું કાર્ય છે, જે કોઈ એક વ્યક્તિ દ્વારા એક જ જીવનમાં સિદ્ધ થઈ શકવું અસંભવ છે. એટલા માટે તેમને એ જરૂરી લાગ્યું કે એક એવું સંગઠન બનવું જોઈએ, જે મારાં આ કાર્યોને આગળ ધપાવે. આ સંગઠન એવું હોય, જે ઈશ્વરની નિરાકાર-ઉપાસનાનો પ્રચાર કરે, મૂર્તિપૂજાને વેદવિરુદ્ધ સિદ્ધ કરી તેનું ખંડન કરે, અને વેદોનાં અર્થઘટન માટે પુરાતન આર્ષ ગ્રંથોની મદદ લે.

સ્વામીજી હિંદુ કુટુંબમાં જન્મ પામ્યા, તેમાં જ તેમનું પાલનપોષણ થયું, હિંદુ શાસ્ત્રોનો તેમણે અભ્યાસ કર્યો, અને આ જ ધર્મના પવિત્ર ગ્રંથોને તેમણે પોતાના માર્ગદર્શક બનાવ્યાં. આથી તેમના હૃદયમાં હિંદુ જાતિના સુધારની ભાવના જન્મે એ સ્વાભાવિક જ હતું. આર્યોના પવિત્ર પુરાતન ધર્મને જાણીને એ ધાર્મિક પુરુષના મનમાં એવો વિચાર આવ્યો કે ધાર્મિક સુધારણા વિના આ જાતિનો સુધાર થવો સંભવ નથી. આથી તેમણે પોતાના જીવનનો અમૂલ્ય ભાગ સાચા ધર્મની શોધ પાછળ ખર્ચી નાખ્યો. અને એ સંભવ પણ ન હતું કે તેઓ ધર્મ સિવાયના અન્ય કોઈ વિષયને લઈને સુધારણાના ક્ષેત્રમાં પ્રવૃત્ત થાય. તેમના જેવા મહાપુરુષ માટે એ સમજી લેવું સ્વાભાવિક જ હતું કે ધાર્મિક સુધારણા વગર આ ધર્મભૂમિ ભારતનો સુધાર

---

*૧ સ્વામીજીએ સંપૂર્ણ યજુર્વેદનું તથા ઋગ્વેદના સાતમા મંડળના ૬૨મા સૂક્તના બીજા મંત્ર સુધીનું ભાષ્ય કર્યું છે; અને ચારેય વેદોના સત્ય સ્વરૂપને પ્રગટ કરતો એક મહાન ગ્રંથ 'ઋગ્વેદાદિભાષ્યભૂમિકા' પણ લખ્યો છે.*

થવો અસંભવ જ છે. આથી સુધારણાના આ વિચારને સૌથી વધારે મહત્ત્વ આપીને તેમણે એક એવી સંસ્થાનું બીજારોપણ કર્યું, જેનો ઉદ્દેશ્ય હતો : દેશમાં ધાર્મિક સુધારણા કરવી અને સાચા વેદ આધારિત ધર્મનો પ્રચાર કરવો.

તેમ છતાં એ યાદ રાખવું જરૂરી છે કે સ્વામીજીનો વિચાર કોઈ નવીન સંપ્રદાય કે મત-પંથની સ્થાપના કરવાનો બિલકુલ જ ન હતો. તેઓ તો સૂકાઈ ગયેલા પુરાતન ધર્મવૃક્ષને ફરીથી લીલુંછમ કરવા, તેને પુનરુજ્જીવિત કરવા ઈચ્છતા હતા. તેઓ અરાજકતા ઉત્પન્ન કરે તેવી કોઈ ક્રાંતિને બદલે સુધારણાનું કાર્ય કરવા માંગતા હતા. એટલા જ માટે તેમણે પોતાના દ્વારા સ્થાપિત આર્યસમાજના કોઈ નવીન સિદ્ધાંતો ન બનાવ્યા. બે મંતવ્યો એવાં હતાં, જેની પર તેમને દૃઢ વિશ્વાસ હતો : **(૧) સર્વ સત્ય વિદ્યા અને જે પદાર્થ વિદ્યાથી જાણવામાં આવે છે, તેનું આદિ મૂળ પરમેશ્વર છે; અને તેણે આ વિદ્યાનું જ્ઞાન મનુષ્યોને વેદો દ્વારા પ્રદાન કર્યું છે. (૨) પરમાત્મા નિરાકાર અને અજન્મા છે. તેની જ ઉપાસના કરવી યોગ્ય છે.**

ઉક્ત બે નિયમો તેમના માટે જીવનાધાર હતા; અને આ બે સિદ્ધાંતોનો સ્વીકાર કર્યા વગર કોઈ પણ જાતનો સુધાર થઈ શકવો સંભવ નહોતો. તેઓ એ પણ જાણતા હતા કે આ જ બે સિદ્ધાંતોના સહારે હિંદુધર્મમાં એકતા સ્થાપિત થઈ શકે છે; અન્ય કોઈ પ્રકારે જાતીય ઐક્ય સંભવ નથી. આથી તેમણે આર્યોની એકતા માટે આ બે સિદ્ધાંતોને પાયાના પથ્થર બનાવ્યા. આર્યસમાજની સૌ પ્રથમ સ્થાપના મુંબઈમાં થઈ. તે સમયે આર્યસમાજના જે નિયમો ઘડવામાં આવ્યા, તેમાં ઉક્ત બંને ધાર્મિક નિયમોનો સમાવેશ કરવામાં આવ્યો હતો. બાદમાં લાહોરમાં આ નિયમોનું પુનરવલોકન કરવામાં આવ્યું અને આર્યસમાજના દસ સાર્વકાલિક નિયમોથી ભિન્ન તેના ઉપનિયમો પણ ઘડવામાં આવ્યા. ત્યારે પણ પરમેશ્વર અને વેદ વિષયક મંતવ્યો પર વિશેષ ધ્યાન આપવામાં આવ્યું અને એ માટે શરૂઆતના ત્રણ ખાસ નિયમો ઘડવામાં આવ્યા. આર્યસમાજના આ પ્રથમ ત્રણ નિયમો જ હકીકતમાં તેના મુખ્ય ધર્મ-સિદ્ધાંતો છે.

સ્વામીજીના વેદ સંબંધી વિચારો તેમના દ્વારા રચિત 'ઋગ્વેદાદિભાષ્યભૂમિકા' તથા 'સત્યાર્થપ્રકાશ' નામના ગ્રંથોમાં વર્ણિત છે. તેઓ ચારેય વેદોને ઈશ્વરપ્રદત્ત માને છે, અને આ અંગે કોઈ સંશય કરે તેમ તેઓ બિલકુલ ઈચ્છતા નથી. તેમ છતાં આર્યસમાજના નિયમો ઘડતી વખતે તેમણે પોતાના શબ્દોનો પ્રયોગ ન કરી પ્રાચીન શાસ્ત્રકારોના શબ્દો જ પસંદ કર્યા છે. જેમ કે, મુંબઈમાં ઘડવામાં આવેલા નિયમોમાં આ મુજબના શબ્દો હતા : **'આ સમાજમાં મુખ્ય સ્વતઃપ્રમાણ વેદોનું જ માન્ય કરવામાં આવશે.'**; અને લાહોરમાં સંશોધિત કરવામાં આવેલા નિયમોમાં કહેવાયું હતું : **'વેદ સર્વ સત્ય વિદ્યાનું પુસ્તક છે.'** આ બંને વાક્યો શાસ્ત્રકારોનાં છે. બધા જ શાસ્ત્રકારો વેદોને સ્વતઃપ્રમાણ માને છે. વેદોની સિદ્ધિ માટે કોઈ બીજા પ્રમાણની અપેક્ષા રહેતી નથી. મુંબઈના નિયમોમાં 'મુખ્ય' શબ્દ એટલા માટે હતો કે જેથી વેદોના અને પ્રકૃતિના નિયમોનો ભેદ કરી શકાય. પ્રકૃતિના નિયમો પણ સ્વતઃપ્રમાણ હોય છે, પરંતુ એ નિયમોને સમજવા માટે વિદ્યાની જરૂર પડે છે; અને તે વિદ્યા વેદોમાંથી જ પ્રાપ્ત થઈ શકે છે. આમ વેદો જ મુખ્ય સ્વતઃપ્રમાણ સિદ્ધ થયા. પરંતુ લાહોરમાં આ વાતને હજુ પણ વધારે સરળ શબ્દોમાં મૂકવી એમ લાગ્યું. એટલા માટે સંસ્કૃતના 'સ્વતઃપ્રમાણ' શબ્દના સ્થાને 'સર્વ સત્ય વિદ્યાનું પુસ્તક' એ શબ્દો મૂકવા એમ વિચાર્યું. વેદો વિષે સ્વામીજીને આ શબ્દોનો પ્રયોગ કરવો વધુ યોગ્ય લાગ્યો, કેમ કે સમસ્ત આર્ય શાસ્ત્રકારો આ બાબતે એકમત હતા. બૌદ્ધોને બાદ કરતાં કોઈ પણ આર્ય શાસ્ત્રકાર એવો ન હતો, જે વેદોને એટલું ઉચ્ચ સ્થાન ન આપતો હોય, જે આર્યસમાજના ત્રીજા નિયમમાં આપવામાં આવ્યું છે. સ્વામીજી એ જ ધર્મનું પ્રતિપાદન કરવા ઈચ્છતા હતા, જેના વિષે સમસ્ત શાસ્ત્રકારો સમાન અભિપ્રાય ધરાવતા હતા. કોઈ નવીન મત-સંપ્રદાય ઊભો કરવો એ સ્વામીજીનો બિલકુલ ઉદ્દેશ્ય નહોતો. લોકોએ તેમને અનેક સ્થાને સૂચવ્યું કે જો તેઓ વેદ સંબંધી આ ત્રીજો નિયમ પડતો મૂકી દે તો ઘણાં બધાં લોકો આર્યસમાજમાં જોડાશે, અને બ્રહ્મસમાજ તથા આર્યસમાજના ઉદ્દેશ્યો પણ એક જેવા જ થઈ જશે; પરંતુ તેમણે આવા સૂચનનો ક્યારેય સ્વીકાર ન કર્યો.

વેદો વિના સ્વામીજી કોઈ ધર્મની કલ્પના પણ કરી શકતા નહોતા; અને ન તો વેદોથી ભિન્ન કોઈ અન્ય ધર્મને માનતા હતા. વેદોની બાબતે તેઓ અત્યંત મક્કમ હતા. બ્રહ્મસમાજ અને આર્યસમાજને એક કરવા એ તેમના જીવનનો ઉદ્દેશ્ય નહોતો. વેદોને આર્ય જાતિના મુખ્ય આશ્રય તથા ધર્મના આદિ સ્રોત તરીકે પ્રસ્થાપિત કરવા એ જ તેમના જીવનનું ધ્યેય હતું. અને જો તેમણે આ બાબતે આવી દૃઢતા ન દાખવી હોત અને કોઈ સમાધાનકારી વલણ અપનાવી લીધું હોત, તો એટલું નિશ્ચિત છે કે આર્ય જાતિમાં તેઓ આજે જે ઉચ્ચ પદ પામ્યા છે તે ન પામ્યા હોત. વેદો વગર હિંદુધર્મનું જીવિત રહેવું જ કઠિન છે. ઈશ્વરીય જ્ઞાન ને આદેશ વગરનો ધર્મ નિરાધાર, આંધળો, લંગડો ને પંગુ છે. અનેક આર્યસમાજીઓએ પણ સ્વામીજીને વિનય કર્યો કે ત્રીજા નિયમના શબ્દોમાં થોડો ફેરફાર કરી લો, જેથી વેદોને એટલી ઉચ્ચ મહત્તા ન મળે, જે આ નિયમથી પ્રગટ થાય છે; પરંતુ તેમણે આવી કોઈ જ વાતનો સ્વીકાર ન કર્યો. મારી દૃષ્ટિએ આ હકીકત જ સ્વામીજીનું મહાપુરુષત્વ સિદ્ધ કરે છે. ટૂંકમાં, આર્યસમાજની સ્થાપના એ સ્વામીજીનું ચોથું મહત્ત્વપૂર્ણ કાર્ય હતું.

## આર્યસમાજના ઉદ્દેશ્યો : સ્વામીજીની દૃષ્ટિએ

પરંતુ એક ઈશ્વરની ઉપાસનાનો પ્રચાર કરવો અને વેદોને સર્વ સત્ય વિદ્યાનું પુસ્તક સિદ્ધ કરવા, શું એ જ સ્વામી દયાનંદની દૃષ્ટિએ આર્યસમાજનું કામ હતું ? કે એ સિવાયના પણ આર્યસમાજના ઉદ્દેશ્યો હતા ? આર્યસમાજના બાકીના નિયમો આ પ્રશ્નનો ઉત્તર આપવાને સમર્થ નથી; જોકે તેના છઠ્ઠા નિયમમાં ઘોષણા કરવામાં આવી છે કે 'સંસારનો ઉપકાર કરવો એ આ સમાજનો મુખ્ય ઉદ્દેશ્ય છે અર્થાત્ શારીરિક, આત્મિક અને સામાજિક ઉન્નતિ કરવી.' પરંતુ આ શબ્દો પરથી કોઈએ એમ સમજવાની ભૂલ ન કરવી જોઈએ કે સ્વામીજીના કાર્યક્રમમાં દેશ કે જાતિની ઉન્નતિને કોઈ સ્થાન ન હતું. ૧ એપ્રિલ ૧૮૭૮ના રોજ દાનાપુરથી લખેલા એક પત્રમાં સ્વામીજી લખે છે : **'આપની ઈચ્છાનુસાર કાલે ૩૧ માર્ચ ૧૮૭૮ના**

રોજ આર્યસમાજના દસ મુખ્ય નિયમોનાં બે છાપેલાં પત્રક મોકલ્યાં છે. તેની પાવતી શીઘ્ર મોકલશો. આ નિયમોને બરાબર સમજી લઈ વેદોની આજ્ઞાનુસાર દેશને સુધારવા માટે તેમ જ સર્વને પરસ્પરનું સુખ પ્રાપ્ત થાય અને ક્લેશો દૂર થાય તે માટે સૌએ પોતાનાં સુખ-દુઃખ સમાન અન્યોનાં સુખ-દુઃખ જાણીને સત્ય વ્યવહાર અને ઉત્કંઠાપૂર્વક અત્યંત શ્રદ્ધા, પ્રેમ ને ભક્તિથી નિરંતર પ્રયત્નો અને ઉપાયો કરતા રહેવું જોઈએ. કારણ કે આ દેશમાંથી જ વિદ્યા અને સુખ સમસ્ત ભૂગોળમાં ફેલાયાં છે. તમારે 'હિંદુ મત સભા'ને બદલે 'આર્યસમાજ' નામ રાખવું જોઈએ; કારણ કે આપણું સનાતન વેદોક્ત નામ 'આર્ય' અને આપણા દેશનું સનાતન વેદોક્ત નામ 'આર્યાવર્ત' છે.''

ફરી ૧૨ એપ્રિલ ૧૮૭૮ના રોજ લખેલા બીજા એક પત્રમાં સ્વામીજી લખે છે : ''હવે આપ લોકોની દૃષ્ટિ દેશ-સુધાર પર મંડાઈ રહેવી જોઈએ.''

એ ધ્યાનમાં લેવા યોગ્ય છે કે આર્યસમાજના દસ નિયમો જૂન ૧૮૭૭માં નિશ્ચિત કરવામાં આવ્યા હતા, જ્યારે ઉક્ત પત્રો એપ્રિલ ૧૮૭૮માં એટલે કે ત્યાર પછી લખવામાં આવ્યા છે. માટે સ્વામીજીની દૃષ્ટિએ આર્યસમાજના ઉદ્દેશ્યો આ પત્રો દ્વારા પ્રગટ થાય છે. અને આ પત્રો પરથી એ પણ જ્ઞાત થાય છે કે માનવમાત્રના હિતની તુલનામાં જેઓ પોતાના દેશ અને જાતિના સ્વત્વની ઉપેક્ષા કરી દે છે એવા લોકોથી પણ સ્વામીજી ભિન્ન હતા. હકીકતમાં સ્વામીજી જ પ્રથમ સંસ્કૃત વિદ્વાન હતા, જેમણે સ્વાર્થમાં ગળાડૂબ હિંદુઓને સમજાવ્યું કે પરોપકાર અને દેશોપકાર એ ધર્મનાં બે મુખ્ય અંગ છે, અને વૈદિક ધર્મમાં તેને ખૂબ જ ઉચ્ચ સ્થાન આપવામાં આવ્યું છે. માટે જે મનુષ્ય પરોપકાર અને દેશોપકાર નથી કરતો તે ધાર્મિક કદાપિ ન હોઈ શકે. અને જ્યાં સુધી મનુષ્ય દેશનો ઉપકાર કરવાને પોતાના જીવનનું પ્રથમ કર્તવ્ય નથી સમજતો ત્યાં સુધી તે ધાર્મિક પણ બની શકતો નથી.

મુંબઈમાં જે નિયમો બનાવવામાં આવ્યા તેમાંનો ૧૭મો નિયમ

પોતાની વ્યાખ્યા સ્વયં જ કરે છે : **"આ સમાજમાં સ્વદેશ-હિતાર્થ બે પ્રકારની શુદ્ધિ માટે પ્રયત્નો કરવામાં આવશે : એક પરમાર્થની શુદ્ધિ માટે, અને બીજી લોક-વ્યવહારની શુદ્ધિ માટે. આ બંનેનાં શોધન અને શુદ્ધતાની ઉન્નતિ દ્વારા સમગ્ર સંસારના હિતની ઉન્નતિ સાધવામાં આવશે."**

મુંબઈના આ નિયમો એ પણ બતાવે છે કે સ્વામીજીની દૃષ્ટિએ આર્યસમાજના ઉદ્દેશ્યોને પ્રાપ્ત કરવાનાં સાધનો ક્યાં હતાં. ૧૨મા નિયમમાં આર્યસમાજ, આર્ય વિદ્યાલય અને આર્યપ્રકાશ (પત્ર)ના પ્રચાર તથા ઉન્નતિ માટે સમાજના સભ્યો પાસેથી તેમની આવકનો એક ટકો ફાળો એકઠો કરવાની વાત કહેવામાં આવી છે. અહીં 'આર્યસમાજ' માટેનો અભિપ્રાય છે : આર્યસમાજના પ્રચાર અને સંગઠનના ખર્ચ અર્થે. ૧૯મા નિયમમાં પ્રચારકો મોકલવાની વાત છે. ૨૦મા નિયમમાં છોકરાઓ તેમ જ છોકરીઓ માટેની પાઠશાળાઓ સ્થાપવાની વાતનો નિર્દેશ કરવામાં આવ્યો છે. લાહોરમાં સંશોધિત કુલ ૧૦ નિયમોમાં ત્રીજા નિયમમાં કહ્યું છે : **"...વેદો ભણવા-ભણાવવા અને સાંભળવા-સંભળાવવા એ સર્વ આર્યોનો પરમ ધર્મ છે."** અને આઠમા નિયમમાં કહ્યું છે : **"અવિદ્યાનો નાશ અને વિદ્યાની વૃદ્ધિ કરવી જોઈએ."**

આ ઉપરાંત સન ૧૮૭૭ના આરંભમાં (ભારતના ગવર્નર જનરલ તથા વાઈસરૉય લૉર્ડ લિટન દ્વારા) દિલ્હીમાં આયોજિત શાહી દરબાર સમયે સ્વામીજીની પ્રેરણાથી જે એક સંમેલનનું આયોજન કરવામાં આવ્યું હતું તે પણ તેમની દેશભક્તિનો પરિચય આપે છે.[1] આ પ્રસંગે સ્વામીજીએ ઉપસ્થિત નેતાઓને ભલામણ કરી હતી કે **"જો આપણે સૌ લોકો એકમત થઈ જઈએ અને એક જ રીતે દેશનો સુધાર કરીએ તો મને આશા છે કે આપણે આપણા દેશને જરૂર સુધારી શકીશું."**

---

*૧ સ્વામીજીના નિવાસસ્થાને મળેલા દેશના આ પ્રથમ ઐક્ય સંમેલનમાં કેશવચંદ્ર સેન, નવીનચંદ્ર રાય, કન્હૈયાલાલ અલખધારી, મુંશી ઈન્દ્રમણિ, હરિશ્ચંદ્ર ચિંતામણિ તથા ભારતમાં મુસ્લિમ જાગરણના અગ્રદૂત સૈયદ અહમદખાન વગેરે આગેવાનો હાજર રહ્યા હતા.*

પં. લેખરામકૃત જીવનચરિત્રમાં ઉલ્લેખ છે કે એક સ્થાને સ્વામીજીએ સ્વદેશી વસ્તુઓના પ્રયોગ પર એક ખાસ ભાષણ આપ્યું હતું. આવી સઘળી બાબતો એ સિદ્ધ કરે છે કે સ્વામીજી એક સાચા દેશભક્ત હતા. સાચું કહીએ તો તેઓ દેશભક્ત મહાપુરુષોમાં શીર્ષ સ્થાને બેસવાને યોગ્ય હતા. આવા મહાપુરુષો સંસારમાં જવલ્લે જ પેદા થતા હોય છે, જેઓ દેશ અને જાતિ માટે પોતાના પ્રાણ સુધ્ધાં ન્યોછાવર કરી દે છે; અને જેના થકી સ્વદેશ અને સ્વજાતિનું હિત સધાતું ન હોય તેવો તેમનો એક પણ કાર્યક્રમ હોતો નથી. આથી હું નિશ્ચયપૂર્વક કહી શકું છું કે દેશ અને જાતિના સુધારની એક સુનિશ્ચિત યોજના સ્વામી દયાનંદ પાસે હતી.

## સ્વામી દયાનંદના બીજા સિદ્ધાંતો

મેં ઉપર સ્વામીજીના પત્રવ્યવહારના આધારે જ તેમનાં મહાન કાર્યો અને ઉદ્દેશ્યોનું વર્ણન કર્યું છે. પરંતુ પોતાના ટૂંકા જીવનમાં તેમણે બીજાં પણ અનેક મહત્ત્વપૂર્ણ ઉપદેશો આપ્યા છે. તેમના જેવા સુધારક માટે એ સંભવ જ નહોતું કે તેઓ ફક્ત મહત્ત્વપૂર્ણ વિષયો અને સિદ્ધાંતોની જ ચર્ચા કરે, અને બીજા ગૌણ વિષયોને છોડી દે. આથી તેમણે એક તરફ જ્યાં પ્રચલિત ધર્મ અને રીતિ-નીતિની આલોચના કરી, તો બીજી તરફ તેમણે અનેક વિધેયાત્મક ઉપદેશો પણ આપ્યા છે. જેમ કે :

**શ્રાદ્ધ, તીર્થ અને અવતાર :** ધાર્મિક વિષયોમાં તેમણે કેવળ મૂર્તિપૂજા પર જ આક્રમણ નથી કર્યું, બલ્કે પ્રચલિત શ્રાદ્ધ-પ્રણાલી, તીર્થ અને અવતારવાદનું પણ ખંડન કર્યું છે. તેમણે સમજાવ્યું કે મૃત પિતરોનાં નામે દાન કરવાથી એ મૃતકોના આત્માને કશોય લાભ પહોંચતો નથી. કોઈ સરોવર કે નદીમાં સ્નાન કરવાથી ન તો પાપોનો નાશ થાય છે, અને ન તો મુક્તિ મળે છે. પરમાત્મા અજન્મા અને અમર હોવાથી તે કદી મનુષ્યદેહ ધારણ કરી અવતાર લે છે.

**નવીન વેદાંત :** તેમણે નવીન વેદાંત અર્થાત્ શાંકર-અદ્વૈતવાદનું પણ ખંડન

કર્યું, અને એ વાતનું પ્રતિપાદન કર્યું કે આત્મા (જીવ અથવા જીવાત્મા) અને પરમાત્મા એ બંને અલગ પદાર્થો છે, અને પ્રકૃતિ પણ ત્રીજો અનાદિ પદાર્થ છે. તેમ છતાં પરમાત્મા સર્વશક્તિમાન અને સૃષ્ટિનું આદિ (નિમિત્ત) કારણ છે.

**મોક્ષ :** આ વિષે તેમનું કહેવું છે કે જીવ મુક્ત થઈને પરમાત્માના સાંનિધ્યમાં એક નિશ્ચિત અવધિ સુધી દિવ્યાનંદનો ભોગ કરે છે, અને ત્યાર પછી તે ફરી સંસારમાં આવે છે.

**આવાગમન :** સ્વામીજી કર્મ-સિદ્ધાંતને માનતા હતા. તેમનું મંતવ્ય હતું કે આત્મા ફરી ફરી ભિન્ન-ભિન્ન યોનિઓમાં જન્મ લે છે, અને પોતે કરેલાં કર્મોનાં ફળ ભોગવે છે. પવિત્ર અને શુદ્ધ થયેલો આત્મા મોક્ષ પ્રાપ્ત કરી લે છે, અને એક ચોક્કસ સમય માટે તે જન્મ-મરણના બંધનમાંથી મુક્ત થઈ જાય છે.

**શિક્ષણ :** આ અંગે સ્વામીજીનો વિચાર હતો કે પ્રત્યેક વર્ણનાં છોકરા-છોકરીઓએ શિક્ષણ મેળવવું જોઈએ, અને વિદ્યાપ્રાપ્તિનો સૌને સમાન અધિકાર છે.

**સામાજિક વ્યવહાર :** સ્વામીજી બાળલગ્નોના ઘોર વિરોધી હતા; અને બાળલગ્નોને તેઓ શારીરિક નિર્બળતાનું કારણ માનતા હતા. તેમની દૃષ્ટિએ પુરુષ માટે ૨૫ વર્ષ અને સ્ત્રી માટે ૧૬ વર્ષ સુધી બ્રહ્મચર્યનું પાલન કરવું અનિવાર્ય છે. વિવાહમાં વર અને કન્યાની સંમતિને તેઓ જરૂરી માનતા હતા. એટલા માટે તેઓ અક્ષતવીર્ય યુવક-યુવતીઓના વિવાહના સમર્થક હતા. દ્વિજોમાં પુનર્વિવાહ થાય તે તેમની દૃષ્ટિએ ઈચ્છનીય નહોતું, પરંતુ સંતાનોત્પત્તિ માટે તેઓ નિયોગની આજ્ઞા આપતા હતા.

**જાતિ અને સંસ્કાર :** સ્વામીજી જાતિ (વર્ણ) જન્મ આધારિત નહિ, બલ્કે કર્મ અનુસાર માનતા હતા. તેઓ ઈચ્છતા હતા કે પ્રત્યેક આર્યે શિખા

અને યજ્ઞોપવીત ધારણ કરવાં જોઈએ; અને પ્રત્યેક સ્ત્રી-પુરુષ માટે ૧૬ સંસ્કારોના પાલનને તેઓ અનિવાર્ય સમજતા હતા. ભોજન-વ્યવહારમાં આર્યેતર લોકોના હાથનું ખાવાપીવાને ઉચિત સમજતા નહોતા. મદિરાપાન અને માંસભક્ષણને પણ અનુચિત માનતા હતા. તેમના જીવનનો એક પ્રસંગ અત્રે ઉલ્લેખનીય છે : એકવાર જ્હોન સાહેબે સ્વામીજીને પૂછ્યું : "અમારી સાથે ભોજન કરવામાં આપને કોઈ વાંધો ખરો ?" ત્યારે સ્વામીજીએ કહ્યું : **"અમે લોકો કોઈની સાથે ખાવા ન ખાવામાં ધર્મ-અધર્મ માનતા નથી; કેમ કે એ બધું દેશ અને જાતિના રિવાજો સાથે સંબંધ ધરાવે છે. વાસ્તવિક ધર્મ સાથે તેનો કોઈ સંબંધ નથી. તેમ છતાં સમજદાર લોકો અકારણ જ પોતાના દેશાચાર વિરૂદ્ધ આચરણ કરતા નથી. શું આપ આપની પુત્રીને કોઈ દેશીય ખ્રિસ્તી સાથે પરણાવશો ?"** જીવનચરિત્રમાં એ પણ વર્ણિત છે કે દહેરાદૂનમાં તેમણે એક બ્રહ્મસમાજીના ઘરે બનાવેલું ભોજન ખાવાની ના પાડી દીધી હતી, કારણ કે તે એક ભંગી સ્ત્રીના હાથે તૈયાર કરવામાં આવ્યું હતું.

## શું સ્વામી દયાનંદ સિદ્ધ હતા ?

હું એ વાત તો માનું જ છું કે સ્વામીજી એક મહાન યોગી વ્યક્તિ હતા, પરંતુ તેમને (ચમત્કારિક શક્તિઓ ધરાવતા) સિદ્ધ બતાવવાનો પ્રયત્ન કરનારા લોકોની સાથે હું અસંમત છું. સ્વામીજી ઈશ્વરપ્રાપ્તિ માટે યોગવિદ્યાને અનિવાર્ય માનતા હતા, પરંતુ તેમણે પોતાના સમસ્ત જીવનમાં કોઈ એવું કાર્ય નથી કર્યું કે જેથી લોકોને એમ બતાવે કે તેઓ યોગબળથી ભવિષ્યની વાતો જાણી લે છે, કોઈના મનની વાતો જાણી લે છે કે કોઈની ગુમ થઈ ગયેલી વસ્તુ કે વ્યક્તિની ભાળ આપી શકે છે. પોતે 'ભવિષ્યવેત્તા' કહેવાય તેવું કોઈ કામ તેમણે નથી કર્યું, અને આથી જ જે લોકો તેમને 'ભવિષ્યવેત્તા' કહે છે તેમની વાતનો હું અસ્વીકાર કરું છું. તેમના ગ્રંથોમાં પણ એવી વાતોનો કોઈ જ ઉલ્લેખ થયેલો નથી. માટે એવા પ્રકારની શ્લાઘા દ્વારા સ્વામીજીને બદનામ કરવામાં ન આવે એ જ ઇચ્છનીય છે. ઊલટાનું થિયોસોફિકલ

સોસાયટીનાં સ્થાપક કર્નલ ઑલ્કૉટ અને મેડમ બ્લૅવેટ્સ્કી સાથેના તેમના પત્રવ્યવહાર પરથી તો એ સ્પષ્ટ પ્રગટ થાય છે કે તેઓ આ પ્રકારના ચમત્કારો બતાવવાના વિરોધી હતા. એવા ખેલ તો થિયૉસૉફિકલ સોસાયટીના સભ્યો પોતાની કહેવાતી યોગવિદ્યાના પ્રદર્શન માટે બતાવ્યા કરતા હોય છે.

## શુદ્ધિકાર્ય

સ્વામી દયાનંદ દ્વારા કરવામાં આવેલા બીજા એક અતિ મહત્ત્વપૂર્ણ કાર્યનું વર્ણન કર્યા વિના તેમના જીવનનું આ વિવેચન અધૂરું જ ગણાશે; અને એ હતું શુદ્ધિકાર્ય. ગુરુ ગોવિંદસિંહ પછી સ્વામી દયાનંદ જ પ્રથમ વ્યક્તિ હતા કે જેમણે હિંદુઓને શુદ્ધિકાર્ય માટે પ્રેરિત કર્યા. સ્વામીજીના કાર્યક્ષેત્રમાં આવતા પહેલાં વિદેશોમાંથી પાછા ફરતા હિંદુઓને ફરીથી શુદ્ધ કરવાના તેમ જ તેઓને પ્રાયશ્ચિતપૂર્વક સમાજમાં સંમિલિત કરવાના મુદ્દે વિવાદ હતો. હિંદુઓના સમુદ્રપાર જવાને જ સર્વસાધારણ પંડિતોની દૃષ્ટિએ અનુચિત માનવામાં આવતું હતું, અને તેમનાં ધર્મશાસ્ત્રો કહેતાં હતાં કે વિદેશથી પાછો ફરેલો હિંદુ ફરીથી પોતાની જાતિમાં પ્રવેશ પામી શકતો નથી. કેટલાક અન્ય વિદ્વાનોનું કહેવું હતું કે આપણાં પ્રાચીન સૂત્રો તથા સ્મૃતિ ગ્રંથો એ વાતની આજ્ઞા આપે છે કે, આવશ્યકતા અનુસાર જો આર્ય લોકો સમુદ્રયાત્રા કરે તો પાછા ફર્યા પછી તેઓ પ્રાયશ્ચિતપૂર્વક શુદ્ધ થઈ શકે છે. પરંતુ તે સમયે કોઈ સ્વપ્નમાં પણ એ વાત વિચારી શકતું નહોતું કે એક હિંદુ કે જે ધર્મથી પતિત થઈને મુસલમાન કે ખ્રિસ્તી બની ચૂક્યો છે તે પણ પોતાની મૂળ જાતિ કે મૂળ ધર્મમાં પુનઃ પ્રવેશ પામી શકે છે. સ્વામી દયાનંદે પંજાબના જાલંધર શહેરમાં આવું કરી બતાવ્યું. ત્યાં તેમણે એક ખ્રિસ્તી બની ગયેલા બાળકને પુનઃ તેની મૂળ જાતિમાં લઈ લીધો. તેમણે અમૃતસરમાં 'શુદ્ધિ' પર એક વ્યાખ્યાન આપ્યું. દહેરાદૂનમાં એક જન્મથી મુસલમાનને આર્યસમાજમાં પ્રવેશ અપાવ્યો. લાહોરમાં તેમ જ અન્ય સ્થાને અંગ્રેજો, ખ્રિસ્તીઓ તથા મુસલમાનોના પ્રશ્નોના ઉત્તરમાં તેમણે જણાવ્યું કે, આર્યો જેવું આચરણ કરીને આપ લોકો પણ આર્ય બની શકો છો. આજે

પંજાબમાં જે શુદ્ધિનું કાર્ય થઈ રહ્યું છે તે તેમના પ્રયત્નોનું જ ફળ છે. તેમની પહેલાં કોઈ પણ હિંદુ કે શીખમાં એવી હિંમત નહોતી કે તે પોતાના ધર્મથી પતિત થયેલાં કોઈ સ્ત્રી-પુરુષને પોતાનામાં પુનઃ ભેળવી શકે. આમ સ્વામીજીએ શુદ્ધિનો ઉપદેશ પ્રબોધીને હિંદુજાતિને બચાવી લીધી, તેની ડૂબતી નાવને ઉગારી લીધી. શુદ્ધિકાર્ય દ્વારા તેમણે સેંકડો કુટુંબોને વિનાશમાંથી બચાવ્યાં, હજારો બાળકોને અનાથ બનતાં બચાવ્યાં, અને હજારો સ્ત્રીઓને વૈધવ્યની વેદનાથી સુરક્ષિત રાખી.

## સ્વામી દયાનંદ અને અનાથ-રક્ષા

સ્વામીજીને પોતાના દેશનાં અનાથ બાળકોના રક્ષણનું પૂરું ધ્યાન હતું. તેમણે પોતાના જીવનકાળમાં ફિરોજપુરના અનાથાલયની સ્થાપના કરી. તેઓ જાતે આ પરોપકાર-કાર્યના સહાયક હતા. પોતાના વસિયતનામામાં તેમની સ્થાનાપન્ન 'પરોપકારિણી સભા'ના ઉદ્દેશ્યોમાં પણ તેમણે અનાથ-રક્ષાને ખાસ સ્થાન આપ્યું છે, અને તેમાં કહ્યું છે કે **"આર્યાવર્તના અનાથ અને દીન મનુષ્યોનાં સુરક્ષા, પોષણ તેમ જ ઉત્તમ શિક્ષણ પાછળ આ સભાએ ધનનો ખર્ચ કરવો-કરાવવો."**

સ્વામીજીના હૃદયમાં જાતિ-રક્ષાની ભાવના અતિ ગહન અને પ્રબળ હતી. તેમનાં આચરણ અને કાર્યો પરથી જાણી શકાય છે કે અનાથોની રક્ષા પ્રત્યે હિંદુસમાજની વિરક્તિને તેઓ પોતાના સંવેદનશીલ અને પ્રેમપૂર્ણ હૃદયમાં શી રીતે અનુભવ કરતા હતા. ભિખારીરૂપી તીર્થ-પંડાઓએ પોતાની દાન-દક્ષિણા એટલી વધારી દીધી હતી કે દાનનું સાચું રૂપ જ લુપ્ત થઈ ગયું હતું. જેના પરિણામે લાખો અનાથ બાળકો સ્વધર્મ ત્યજીને અન્ય ધર્મોમાં જતાં રહ્યાં હતાં. અન્ય મજહબોએ તો અનાથાલયો સ્થાપિત કરી એવાં અનાથ બાળકોને પોતાની તરફ ખેંચવાની વ્યવસ્થા કરી જ રાખી હતી. સ્વામીજી પણ આ કાર્યના મહત્ત્વને જાણતા હતા. તેનો અનુભવ કરી તેમણે આર્યસમાજમાં પણ અનાથોનાં પાલન અને રક્ષણ માટેની ખાસ વ્યવસ્થા ઊભી કરવા પર ભાર મૂક્યો.

# અંતિમ નિવેદન

વાચક મિત્રો, મને ચોક્કસ વિશ્વાસ છે કે જે કોઈ પાઠક સ્વામીજીનું જીવનચરિત્ર પક્ષપાતરહિત થઈને વાંચશે તે મારી વાત સાથે જરૂર સહમત થશે કે સ્વામીજી ખરા અર્થમાં એક મહાપુરુષ હતા. ભલે તમારા ધાર્મિક વિચારો સ્વામીજીનાં મંતવ્યો સાથે મેળ ખાતા હોય કે ન ખાતા હોય, પરંતુ તમે એ વાતનો જરૂર સ્વીકાર કરશો કે આર્ય જાતિ સ્વામીજી પર જેટલો પણ ગર્વ કરે તેટલો કમ છે.

એક વાત મારે દેશના યુવાનોને પણ કહેવી છે : હે આર્ય જાતિના હોનહાર યુવાનો, સ્વામી દયાનંદને તમારા કલ્યાણની વિશેષ ચિંતા રહેતી હતી. તેઓ જ્યાં જ્યાં જતા ત્યાં ત્યાં વિદ્યાર્થીઓ તેમને ઘેરી વળતા, અને સ્વામીજી પણ વિદ્યાર્થીઓ પર ન્યોછાવર હતા. તેઓ સમજતા હતા કે આ વિદ્યાર્થીઓ જ દેશ અને ધર્મનાં આશાકેન્દ્રો છે, અને તેમના પર જ દેશની ઉન્નતિ અને પ્રતિષ્ઠા નિર્ભર છે. સામે વિદ્યાર્થીઓ પણ જાણતા હતા કે આ સંન્યાસી અમારો સાચો હિતેચ્છુ છે, જેણે અમને અમારી જાતિ તેમ જ અમારા પુરાતન વૈદિક સાહિત્ય પ્રત્યે આદરની દૃષ્ટિએ જોતાં શીખવ્યું છે. સ્વામીજીનું જીવનચરિત્ર નવયુવકો માટેના અમૂલ્ય ઉપદેશોથી ભરેલું છે, અને મને પૂરી ખાતરી છે કે આપણા યુવાનો આ મહાપુરુષના જીવનચરિત્રનો પૂરો લાભ ઉઠાવશે અને સ્વામીજીના આદેશોનું પાલન કરશે. હે નૌજવાનો ! આવો, અમે તમને જિતેન્દ્રિય, બાલ બ્રહ્મચારી, મહોપકારી, દેશ હિતૈષી, વિદ્વાન, યોગી મહર્ષિ દયાનંદની જીવનકથા સંભળાવીએ છીએ. પરમાત્માને પ્રાર્થના કરો કે મહર્ષિજીના જીવનચરિત્રનો યથાયોગ્ય લાભ ઉઠાવવા માટે તે તમારી બુદ્ધિને નિર્મળ અને પવિત્ર કરે.

ઓમ્ શાંતિઃ શાંતિઃ શાંતિઃ



આર્યસમાજની સ્થાપના વેળાએ

# ઋષિ દયાનંદનું હાર્દિક મંતવ્ય

"ભાઈ, મારો કોઈ સ્વતંત્ર મત નથી. બલ્કે હું તો વેદને આધીન છું. આપણા ભારતવર્ષમાં પચીસ કરોડ (એ સમયની દેશની જનસંખ્યા) આર્યો છે. કોઈ કોઈ વાતોમાં કોઈ કોઈમાં થોડો થોડો ભેદ છે, જે વિચાર કરવાથી આપમેળે જ છૂટી જશે. હું તો એક સંન્યાસી છું, અને મારું કર્તવ્ય એ જ છે કે તમારા લોકોનું જે અન્ન ખાઉં છું તેના બદલામાં જે સત્ય સમજું છું તેનો નિર્ભયતાથી ઉપદેશ કરું છું. હું કોઈ કીર્તિનો રાગી નથી. ચાહે કોઈ મારી સ્તુતિ કરે કે નિંદા કરે, હું તો મારું કર્તવ્ય સમજીને ધર્મબોધ કરું છું. ચાહે કોઈ માને કે ન માને, એમાં મારો કોઈ હાનિ-લાભ નથી.

તમે લોકો જો સમાજ ઊભો કરી તેના દ્વારા પુરુષાર્થ કરી પરોપકાર કરી શકતા હો તો સમાજ સ્થાપિત કરી લો; એમાં મારી કોઈ મનાઈ નથી. પરંતુ જો તમે લોકો તેમાં યથોચિત વ્યવસ્થા નહિ રાખો તો આગળ જતાં ગડબડાધ્યાય થઈ જશે. અને હું તો જેવો બીજાઓને ઉપદેશ આપું છું તેવો જ ઉપદેશ તમને લોકોને પણ આપવાનો છું. અને એટલું લક્ષમાં રાખજો કે મારો કોઈ સ્વતંત્ર મત નથી, અને હું સર્વજ્ઞ પણ નથી. આથી આગળ જતાં જો મારી પણ કોઈ ભૂલ નજરે પડે તો તેને પણ યુક્તિપૂર્વક પરીક્ષા કરીને સુધારી લેજો. જો એમ નહીં કરો તો આગળ જતાં આ (આર્યસમાજ) પણ એક મત (સંપ્રદાય) બની જશે. અને આવી રીતે 'બાબા વાક્ય પ્રમાણં' કરીને આ ભારતવર્ષમાં વિવિધ પ્રકારના મતમતાંતર પ્રચલિત થવાથી, અંદરોઅંદર દુરાગ્રહ રાખીને, ધર્માંધ થઈને, લડ્યા કરવાથી, વિભિન્ન પ્રકારની સદ્વિદ્યાનો નાશ કરીને આ ભારતવર્ષ જે દુર્દશાને પ્રાપ્ત થયો છે તેમાં આ પણ એક મત વધશે. મારો અભિપ્રાય તો એવો છે કે આ દેશમાં અનેક પ્રકારના મત-મતાંતર પ્રચલિત છે, તોપણ તે બધા વેદોને માને છે. આથી વેદશાસ્ત્રરૂપી સમુદ્રમાં આ બધા જ નદી-નાવને પુનઃ ભેળવી દેવાથી ધર્મ-એકતા નિર્માણ થશે. અને તેથી સાંસારિક તેમ જ વ્યાવહારિક સુધારણા થશે, અને તેથી કલા-કૌશલ આદિ દરેક પ્રકારના સુધારાઓ થવાથી મનુષ્યમાત્રનું જીવન સફળ થશે અને સૌ કોઈ પોતાના ધર્મબળથી અર્થ, કામ અને મોક્ષની પ્રાપ્તિ કરી શકશે."

*(સંદર્ભ ગ્રંથ : મુંબઈ આર્યસમાજનો ઇતિહાસ)*

# અગનજ્વાળા

(સ્વામી દયાનંદ સરસ્વતી)

"સામાન્ય રીતે લોકો મને કહે છે કે હું જે કોઈ આવે છે તેનો સ્વીકાર કરું છું. પરંતુ આ અંગે મારો સ્પષ્ટ ઉત્તર છે : હું વેદોને જ સર્વોપરી માનું છું. એકમાત્ર વેદ જ એવું પુસ્તક છે, જેના છત્ર નીચે સંપૂર્ણ આર્ય પ્રજા આવી શકે તેમ છે. આથી જે કોઈ વ્યક્તિ એમ કહેતી હોય કે હું વેદોને માન્ય કરું છું અને આર્ય આચરણ ધરાવું છું, તો તેવી વ્યક્તિને આર્યસમાજમાં સંમિલિત કરી લો. એવી વિશ્વાસુ વ્યક્તિને તરછોડી શકાય નહીં. લોકો ભેદભાવ પ્રત્યે બહુ ધ્યાન આપે છે. પરંતુ આપ સૌ લોકો આંતરિક ભેદભાવ કરતાં સંપજનક બાબતો પ્રત્યે વધુ ધ્યાન આપો. તુચ્છ ભેદભાવો અને વિરોધભાવને છોડીને મેળમિલાપને મહત્ત્વ આપો. આપસમાં મેળની વાતો રહેશે તો વિરોધ અને ભેદ તો તેની મેળે જ મટી જશે.

હવે આપ લોકોએ પોતાનાં કર્તવ્યોનું પાલન કરવું પડશે. માટે સ્વજીવનને ઉચ્ચ બનાવો. પોતાની જરૂરિયાતોને પોતે જ પૂરી કરતાં શીખો. હાલની સ્થિતિ તો એવી છે કે ક્યારેક કોઈ પ્રબળ પ્રતિપક્ષવાળો આવી જાય તો આપ લોકો તાર પર તાર મોકલીને મને જ બોલાવો છો. ક્યારેક કોઈ શંકા ઊભી થાય તો તેના સમાધાન માટે પણ આપ લોકો મારા પર જ ભરોસો રાખો છો. પ્રવચનો કરાવવાં હોય તોપણ મારા પર જ આધાર રાખો છો. ક્યારેક પરસ્પર ફૂટફાટ થાય કે કોઈ વાદવિવાદ ઊભો થઈ જાય અને કોઈ અણબનાવ થવા લાગે અને વેરવિરોધ વધી જાય, તો તેને દૂર કરવાની ચિંતા પણ મારે જ કરવી પડે છે. મારે જાતે આવીને આપ લોકો વચ્ચે શાંતિ સ્થાપવી પડે છે. આપ લોકોનાં મનમાં ફૂટફાટ પડવા દેતો નથી. આપનામાં રહેલા સ્નેહના કોમળ તંતુઓને તૂટવા દેતો નથી. પરંતુ મહાશયો ! હું કાંઈ કાયમ રહેવાનો નથી. ઈશ્વરીય નિયમ અને ન્યાયમાં મારો આ દેહ પણ ક્ષણભંગુર છે. કાળ પોતાના કરાળ પેટમાં પ્રત્યેકને પચાવી લે છે. કાચા ઘડા જેવા આ દેહને પણ અંતે તો તેના હાથે તૂટવાનું જ છે. માટે વિચાર કરો ! જો આપ લોકો પોતાના પગ પર ઊભા રહેતાં નહી શીખો તો મારા ગયા પછી શું કરશો ?

અત્યારથી જ પોતાને તૈયાર કરી લો. સ્વાવલંબનના સિદ્ધાંતને ધારણ કરો. પોતાની જરૂરિયાતોને પૂરી પાડવા યોગ્ય બનો. કોઈનો સહારો લેવા કરતાં પોતાના પર જ નિર્ભર બનો. મને વિશ્વાસ છે કે આપનામાંથી જ એવા એવા શ્રેષ્ઠ મનુષ્યો પેદા થશે કે જે એક એકથી ચઢિયાતાં કામ કરી બતાવશે. જી-જાનથી પોતાની પવિત્ર ફરજોનું પાલન કરશે. આર્યસમાજનો જબરદસ્ત ફેલાવો થશે. આગળ જતાં આ વાટિકાઓ હરીભરી, ફૂલીફાલી અને લહેરાતી જોવા મળશે. ઈશ્વર-કૃપાથી આ બધું જ થશે, પરંતુ એ જોવા માટે હું નહીં હોઉં."

*(મેરઠ-આર્યસમાજના ઉત્સવનું છેલ્લું ભાષણ, ઈ.સ. ૧૮૮૧)*